શ્રી આત્માનંદ ગ્રંથમાળા નંબર ૨૫

श्री जयशेखरसूरि विरचित,

શ્રી

# જંબૂસ્વામિચરિત્ર.

(ભાષાંતર)

જેમાં

(ધર્મનો પ્રભાવ, સદાચારનું મહાત્મ્ય, સત્સંગનું બળ, ભાવનાની ભવ્યતા અને વૈરાગ્ય રસની લહેરીઓ ઉત્તમ રીતે જણાવેલ છે.)



छपावी प्रसिद्ध कर्त्ता,

श्री जैन आत्मानंदसभा—भावनगर.

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.



વીર સંવત ૨૪૪૦, આત્મ સંવત ૧૯, વિક્રમ સંવત ૧૯૭૦,

શ્રી આત્માનંદ પ્રકાશના ગ્રાહકોને અગીઆરમી ભેટ.



आत्मानन्द प्रभावेण आत्मानन्द विधायिनः
आत्मानन्द प्रकाशं नो वितरन्तु जिनेश्वराः ॥ १ ॥

ભાવાર્થ—આત્માનંદના પ્રભાવથી આત્માને આનંદ આપનારા શ્રી જીનેશ્વર ભ... આપો.





## गुरु स्तुति.

यस्या प्रौढतमा परोपकृतिभिः पूर्णाहिपंचव्रति
यस्य श्री परिवार एव सततं विश्वोपकार व्रति ।
यस्य ग्रंथ चयाः सुगौरवयुता गर्जंतिभूमितले
तस्मै स्वर्गतये नमोस्तु विजयानंदाय सत्सूरये ॥ १ ॥

ભાવાર્થ—જેમના પંચ મહાવ્રતો અતિશય પ્રૌઢ અને પરોપકારથી પૂર્ણ હતા, જેમનો જ્ઞાનલક્ષ્મીવાળો શિષ્ય પરિવાર આ વિશ્વના ઉપકારનો ઉપકાર કરવાનું વ્રત ધરનારો છે અને જેમના ગૌરવ ભરેલા ગ્રંથો આ ભૂમિ ઉપર ગાજી રહેલા છે. તેવા સ્વર્ગવાસી શ્રી શ્રીવિજયાનંદસૂરિશ્વરને નમસ્કાર હો.



# પ્રસ્તાવના.

આ અખંડ ભારતભૂમિ ઉપર આર્હત્ ધર્મની જયઘોષણા શાથી થાય છે ? અને એ પવિત્ર ધર્મની પ્રશંસા શા માટે કરવામાં આવે છે ? તે ઉભય પ્રશ્નોનો ઉત્તર એટલોજ છે કે, એ મહાન્ ધર્મના આચાર્યોની ઉપદેશક શક્તિ અસાધારણ હતી. વળી તેમના હૃદયમાં સ્વધર્મનો, સર્વ પ્રાણિવર્ગના કલ્યાણનો, અને જ્ઞાનનો ઉત્કર્ષ કરવાની પ્રબળ અભિલાષા હતી. એ અભિલાષા પૂર્ણ કરવા માટે તેમણે ચતુર્વિધ અનુયોગને ઉદ્દેશીને વિવિધ વિષયોના રસિક લેખો લખેલા છે. તે સર્વમાં ચરિતાનુયોગ અથવા કથાનુયોગની યોજના વિશેષ આકર્ષક બનેલી છે; કારણકે, તે અનુયોગદ્વારા આપેલો બોધ જનસમૂહને મનરંજકરૂપે પ્રમાર્ગે હૃદયંગ્રાહી થઇ શકે છે.

સંસાર વિટંબનાથી તપી રહેલા અને તેથી મોક્ષરૂપ કલ્પવૃક્ષની શીતળ છાયાનો આશ્રય કરવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુ જનોને અંતરંગ અને બહિરંગ સાધનો સંપાદન કરવાનું સ્થાન ચરિતાનુયોગના સુબોધક પ્રસંગો છે. તે સાથે ગૃહાવાસમાં રહી ઉચ્ચ જીવનની ભૂમિકાઓમાં રહેવાની ઇચ્છા રાખનારા ભવિજનોને પણ તેમાંથી ઘણું ઘણું શીખવાનું અને વિચારવાનું મળી આવે છે. ટુંકામાં ધાર્મિક અને સાંસારિક અધમ સ્થિતિના રોગગ્રસ્ત થયેલા મનુષ્યોને ચરિતાનુયોગ એક ઉત્તમ રસાયણરૂપ છે. પ્રાચીન અને અર્વાચીન કાળના પવિત્ર આર્હત્ ધર્મના વીર મહાત્માઓની કીર્ત્તિથી તેજિત અને સતીધર્મની રસિક રમણીયોના રસમય ભાવનાથી ભરિત એવા ચરિતાનુયોગના લેખો ઘણાં આકર્ષક અને વિસ્મયકારક હોય છે. એવો કોણ હશે કે, જેના હૃદયમાં આર્હત્ ધર્મનો, શુદ્ધ પ્રેમનો, પ્રભુ ભક્તિનો, મહાવ્રતના સાહસનો, કે આત્મભોગનો ભાવ તે ચરિતાનુ યોગની કથાઓ નહીં કરી શકે ?

એવા ચરિતાનુયોગના રસિક વિષયમાં આ જંબૂકુમાર ચરિત્રનો લેખ પ્રથમ પદે આવે છે. કાવ્યમાત્રનો જીવ રસ છે, તે રસનો આશ્રય લઇ કાવ્યની મધુર યોજના કરવામાંજ કવિની પ્રતિભાનો પ્રભાવ રહેલો છે. તેમાં પણ જો એ રસમાત્રને પરમ રસના રૂપાંતર તરીકે બતાવવામાં આવે તો તે કવિના પ્રયત્નમાં

વધારે શોભા અને સફળતા રહેલી છે. આ લઘુ કાવ્ય તેવા પ્રયત્નવાળું હોવાથી સહૃદય જનોને અતિપ્રિયકર અને રૂચિકર થાય તેવું છે. કાવ્યનો ઉચ્ચ વિષય પ્રેમ અથવા જ્ઞાન ગણાય છે. તેને અંગે તેમાં વિશ્વલીલા અને જન સ્વભાવનું દૃષ્ટાંતરૂપ અસરકારક વર્ણન આવે છે. તેવું કાવ્યત્વ આ લઘુ લેખમાં પૂર્ણ રીતે પ્રકાશી નીકળે છે. આ લેખની રચના એકજ છંદમાં યોજેલી છે, છતાં પણ તેની ભાષા તથા રચના એકંદરે સરસ, પ્રૌઢ અને સંસ્કારવાળી છે.

આ ચરિત્રના નાયક શ્રી **જંબૂસ્વામી** આર્હત્ ધર્મવીરોમાં પ્રખ્યાત છે. તે મહાનુભાવના જીવનવૃત્તનો આશ્રય મળવાથીજ આ લેખની યોજના વિશેષ રમણીય અને રસિકબની છે. બાહ્ય પદાર્થ અને મનનો સંબંધ તથા તજ્જન્ય વિકાર એ વસ્તુનું સંપુર્ણ વિવેચન, સમાધિરૂપી મેઘઘટાનો નાશ કરનાર અસ્થિરતા, આત્મભિન્ન પ-દાર્થોમાં આત્મીય બુદ્ધિ ઉત્પન્ન કરનાર મોહનીય કર્મની વિચિત્રતા, અને રાગ દ્વેષના બંધનું અનુપમ સામર્થ્ય–ઇત્યાદિ સૂચનાવાલા અધ્યાત્મના વિષયના સ્વરૂપથી ગર્ભિત એવું આ જીવનવૃત્ત ઘણું ગંભીર અને સર્વને મનન કરવા યોગ્ય છે.

આ ચારિત્ર્યના નાયકના પૂર્વ ભવને પ્રસંગે મગધ દેશનું અને નાયકની જન્મ ભૂમિ **સુગ્રામ** નામના ગામનું વર્ણન સંક્ષિપ્ત છતાં રસાલંકારવાલું ઉપ-સ્થિત કર્યું છે. સુગ્રામવાસી **આર્યક**ના પુત્ર **ભવદત્ત** અને **ભવદેવ**ના વૃત્તાંતમાં **સુસ્થિત** નામના આચાર્યની પાસે ભવદત્તની દીક્ષા અને તેણે કરેલ મુનિના ઊપહાસ્યનો પ્રસંગ ઘણો રસિક આપેલો છે. બંધુપ્રેમી ભવદત્તે કરેલી પોતાના બંધુ ભવદેવને મહાવ્રતી બનાવવાની પ્રતિજ્ઞા અને તેનું સ્વગૃહ પ્રત્યે આગમન એ પ્રસંગે ગૃહસ્થાવાસનો જે મોહક ચિતાર આપેલો છે; તે અપૂર્વ છે. વિવાહના મોહજનક બનાવામાંથી ભવદેવનો આત્મસાધક ઊદ્ધાર કરવામાં ભવદત્તનું વાક્-ચાતુર્ય અને ભવદેવના હૃદયમાં વિરક્ત ભાવની જાગ્રતિ થવાનો પ્રસંગ લેખકે બુદ્ધિના અદ્ભુત પ્રભાવથી વર્ણન કર્યો છે. છેવટે ભવદત્તના સ્વર્ગવાસથી ભવદેવ પૂર્વના પુણ્યના અલ્પબલથીપાછો મોહવશ થઇ પોતાની સ્ત્રી નાગિલા પાસે આવે છે તે વખતે સુબોધવતી નાગિલાએ આપેલ અસરકારક ઊપદેશ ઘણો મનન કરવા યોગ્ય છે. **પ્રતિબુદ્ધ પત્નીના યોગથી પતિનું જીવન કેવી ઉચ્ચ દશામાં આવેછે,** એ વાત ભવદેવ અને નાગિલાના વૃત્તાંત ઉપરથી સિદ્ધ કરી બતાવી છે.

શુદ્ધ ચારિત્ર ધર્મ આરાધી સ્વર્ગે ગયેલો ભવદત્ત **પુષ્કલ** નામના વિજયમાં આવેલા **વિશ્વપ્રિય** દેશની પુંડરીકિની નગરીમાં **સાગરદત્ત** રૂપે એક રાજકુમાર થઇ અવતરે છે. યુવાવસ્થામાં આવેલા તે સાગરદત્તને ચડી આવેલા મેઘ મંડળના અવલોકનથી વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થઇ આવે છે. વિશ્વલીલાના વિલોકનઊપરથી અ-નિત્ય ભાવના કેવી રીતે સ્ફુરે છે, એ પ્રસંગ લેખકે અદ્ભુત રસથી પ્રતિપાદન કરેલ

છે. તેનો બંધુ ભવદેવ જે દેવલોકમાં ગયેલો તે પણ તેજ પુષ્કલવિજયની અંદર આ વેલ **વીતશોકા** નગરીમાં **શિવકુમાર** નામે રાજપુત્ર થઇ અવતરે છે. વિરકત થઇ મહાવ્રત ધારી થયેલ સાગરદત્ત અને શિવકુમારનો મેલાપ થાય છે. જ્ઞાની સાગરદત્ત શિવકુમારને પૂર્વ જન્મનો વૃત્તાંત સંભલાવેછે, તે ઉપરથી શિવકુમાર મહાવ્રતધારી થવા ઊત્કંઠા બતાવે છે. આ સુબોધક પ્રસંગ લેખકે પોતાની પ્રતિભાના પ્રભાવથી એવો રસિકતાથી વર્ણવ્યો છે કે, જે વાંચતાંજ હૃદય શાંત રસરૂપ અમૃત સાગરમાં મગ્ન થઇ જાય છે. વિરકત થયેલા શિવકુમારનું ભાવના ભરેલું વર્ત્તન બુદ્ધિના અંતઃપ્રદેશને જાગ્રત કરનારૂં છે. **દૃઢધર્મા** નામના એક શ્રાવકનો પ્રસંગ એ મહાનુભાવના ચરિત્રમાં ઘણોજ સુબોધક છે. આખરે શિવકુમાર **વિદ્યુન્માલી** નામે દેવતા થઇ મગધ દેશમાં થયેલા ભગવાન્ મહાવીર પ્રભુના સમવસરણમાં આવે છે, તે વખતે પરમ આર્હત શ્રેણિક રાજાના પ્રશ્ન ઉપરથી શ્રીવીર પ્રભુ તેનું ભૂત અને આગામી વૃત્તાંત કહે છે. તે પ્રસંગે રાજગૃહ નગરીના **રૂષભશ્રેષ્ઠી** નામના એક ધનાઢ્યને ઘેર તે વિદ્યુન્માલીની **જંબૂકુમાર** રૂપે પ્રગટ થવાની વાત સૂચવે છે. આ વૃત્તાંતમાં ચંદ્રશ્રમના **રૂષભદત્ત** અને **જિનદાસ** નામના બે પુત્રોનો વૃત્તાંત ઘણો સુબોધક અને શિક્ષણીય છે, રૂપભદત્તનું વર્ત્તન હૃદયમાં સદ્ગુણોના ઊચ્ચ મહિમાની છાપ પાડે છે અને જિનદાસનું વૃત્તાંત જીવનને મલિન કરનારા દુર્ગુણોને ત્યાગ કરવાનો ઊત્તમ બોધ આપે છે દુર્ગુણી જિનદાસ પોતાના બંધુ રૂપભદત્તના ઉપદેશથી સુધરે છે. તે પ્રસંગ સતસંગનો અલૌકિક પ્રભાવ દર્શાવી આપે છે.

આ ચરિત્રના પુણ્ય ચરિત્ર મુખ્ય નાયક જંબુકુમારની માતા ધારિણી પ્રથમ અપુત્રા હતી, તે પુત્ર રત્નની તીવ્ર સ્પૃહાથી પવિત્ર મહાત્મા સુધર્મા ગણધરને વંદના કરવા આવે છે. તે પ્રસંગે કોઇ સિદ્ધ પુત્રના પ્રશ્ન ઉપરથી મહાનુભાવ ગણધર શાશ્વત જંબુવૃક્ષનું વર્ણન કરે છે. આ વર્ણનમાં ગ્રંથકારે પોતાનું વિલક્ષણ ચાતુર્ય બતાવી શાશ્વત જંબુવૃક્ષોની સર્વ પીઠિકા દેખાડી આપી છે. પુત્રની ઇચ્છાવાલી **ધારણીએ** ગુરૂવંદન કરીપોતાની અભિલાષા પ્રગટ કરી તે પ્રસંગે " ગુરૂની સકામ ભકિત અનુચિત છે અને ત્યાગી ગુરૂઓ સાંસારિક પ્રવૃત્તિ માટે કાંઇપણ કથન કરતા નથી " એ ગૃહસ્થ અને મુનિ ધર્મનો શુદ્ધ આચાર ઘણોજ બોધનીયપણે દર્શાવ્યો છે. આ પ્રસંગે સુધર્માગણધરે આ સંસારને વિષવૃક્ષની ઉપમા આપી જે બોધ આપ્યો છે, તે પ્રત્યેક વાચકને પોતાના હૃદયમંદિરમાં ધારણ કરવા યોગ્ય છે.

સુધર્મા ગણધરના ઉપદેશથી વિરકત થયેલ મહાત્મા જંબૂકુમાર જ્યારે મહાવ્રત લેવા માટે માતાપિતાની આજ્ઞા લે છે, તે પ્રસંગે માતાપિતા અને મહાત્મા જંબૂકુમારનો વાર્ત્તાલાપ વૈરાગ્યના વિવિધ બોધથી ભરપૂર છે. મહાત્મા લેખકે શુદ્ધ અને પૂર્ણ સંસ્કારવાલી સંસ્કૃત ભાષાના કાવ્ય માધુર્યમાં ઉતા-

વધારે શોભા અને સફળતા રહેલી છે. આ લઘુ કાવ્ય તેવા પ્રયત્નવાળું હોવાથી સહૃદય જનોને અતિપ્રિયકર અને રૂચિકર થાય તેવું છે. કાવ્યનો ઉચ્ચ વિષય પ્રેમ અથવા જ્ઞાન ગણાય છે. તેને અંગે તેમાં વિશ્વલીલા અને જન સ્વભાવનું દૃષ્ટાંતરૂપ અસરકારક વર્ણન આવે છે. તેવું કાવ્યત્વ આ લઘુ લેખમાં પૂર્ણ રીતે પ્રકાશી નીકળે છે. આ લેખની રચના એકજ છંદમાં યોજેલી છે, છતાં પણ તેની ભાષા તથા રચના એકંદરે સરસ, પ્રૌઢ અને સંસ્કારવાળી છે.

આ ચરિત્રના નાયક શ્રી **જંબૂસ્વામી** આર્હત ધર્મ વીશેમાં પ્રખ્યાત છે. તે મહાનુભાવના જીવનવૃત્તનો આશ્રય મળવાથીજ આ લેખની યોજના વિશેષ રમણીય અને રસિકબની છે. બાહ્ય પદાર્થ અને મનનો સંબંધ તથા તજ્જન્ય વિકાર એ વસ્તુનું સંપુર્ણ વિવેચન, સમાધિરૂપી મેઘઘટાનો નાશ કરનાર અસ્થિરતા, આત્મભિન્ન પદાર્થોમાં આત્મીય બુદ્ધિ ઉત્પન્ન કરનાર મોહનીય કર્મની વિચિત્રતા, અને રાગ દ્વેષના બંધનું અનુપમ સામર્થ્ય-ઇત્યાદિ સૂચનાવાલા અધ્યાત્મના વિષયના સ્વરૂપથી ગર્ભિત એવું આ જીવનવૃત્ત ઘણું ગંભીર અને સર્વને મનન કરવા યોગ્ય છે.

આ ચારિત્ર્યના નાયકના પૂર્વ ભવને પ્રસંગે મગધ દેશનું અને નાયકની જન્મ ભૂમિ **સુગ્રામ** નામના ગામનું વર્ણન સંક્ષિપ્ત છતાં રસાલંકારવાલું ઉપસ્થિત કર્યું છે. સુગ્રામવાસી **આર્ય**ના પુત્ર **ભવદત્ત** અને **ભવદેવ**ના વૃત્તાંતમાં **સુસ્થિત** નામના આચાર્યની પાસે ભવદત્તની દીક્ષા અને તેણે કરેલ મુનિના ઉપહાસ્યનો પ્રસંગ ઘણો રસિક આપેલો છે. બંધુપ્રેમી ભવદત્તે કરેલી પોતાના બંધુ ભવદેવને મહાવ્રતી બનાવવાની પ્રતિજ્ઞા અને તેનું સ્વગૃહ પ્રત્યે આગમન એ પ્રસંગે ગૃહસ્થાવાસનો જે મોહક ચિતાર આપેલો છે, તે અપૂર્વ છે. વિવાહના મોહજનક બનાવામાંથી ભવદેવનો આત્મસાધક ઉદ્ધાર કરવામાં ભવદત્તનું વાક્ચાતુર્ય અને ભવદેવના હૃદયમાં વિરક્ત ભાવની જાગ્રતિ થવાનો પ્રસંગ લેખકે બુદ્ધિના અદ્ભુત પ્રભાવથી વર્ણન કર્યો છે. છેવટે ભવદત્તના સ્વર્ગવાસથી ભવદેવ પૂર્વના પુણ્યના અલ્પબલથીપાછો મોહવશ થઇ પોતાની સ્ત્રી નાગિલા પાસે આવે છે તે વખતે સુબોધવતી નાગિલાએ આપેલ અસરકારક ઉપદેશ ઘણો મનન કરવા યોગ્ય છે. **પ્રતિબુદ્ધ પત્નીના યોગથી પતિનું જીવન કેવી ઉચ્ચ દશામાં આવેછે,** એ વાત ભવદેવ અને નાગિલાના વૃત્તાંત ઉપરથી સિદ્ધ કરી બતાવી છે.

શુદ્ધ ચારિત્ર ધર્મ આરાધી સ્વર્ગે ગયેલો ભવદત્ત **પુષ્કલ** નામના વિજયમાં આવેલા **વિશ્વપ્રિય** દેશની પુંડરીકિની નગરીમાં **સાગરદત્ત** રૂપે એક રાજકુમાર થઇ અવતરે છે. યુવાવસ્થામાં આવેલા તે સાગરદત્તને ચડી આવેલા મેઘ મંડળના અવલોકનથી વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થઇ આવે છે. વિશ્વલીલાના વિલોકનઉપરથી અનિત્ય ભાવના કેવી રીતે સ્ફુરે છે, એ પ્રસંગ લેખકે અદ્ભુત રસથી પ્રતિપાદન કરેલ

વાંચકોના હૃદય તે તે આનંદમાં દ્રવીભૂત થયા વિના રહેતા નથી. એક તરફ તે રમણીયોએ આપેલા દૃષ્ટાંતો સાંસારિક ભાવને નીતિની શિક્ષા સાથે હૃદયારૂઢ કરે છે ત્યારે બીજી તરફ મહાનુભાવ જંબૂકુમારે આપેલા દૃષ્ટાંતો રાગરૂપી સર્પના ઉગ્રવિષની ઉર્મિથી ક્લેશ પામનારા હૃદય ઉપર સંજીવનીની પવિત્ર ધારા રેડે છે. તે સાથે તે સદાચાર તથા સદ્‌ભાવનાનો જે સંબંધ સમજાવવા અને દુરાચાર તથા દુષ્ટ ભાવનાનો અંત બતાવી દુરાચારથી દૂર રાખવાનો ઉત્તમ માર્ગ સૂચવે છે. મહાત્મા જંબૂકુમારે આપેલા તે અસરકારક દૃષ્ટાંતો શ્રવણ કરવાથી શુદ્ધ આર્હત રૂધિરમાં રહેલું વીર્ય ઉછળ્યા વગર રહેતું નથી. તેમના દૃષ્ટાંતના ચિત્રો એવા તો પ્રરૂપિત કરવામાં આવ્યા છે કે, જેની અસર હૃદયના ઉંડા પ્રદેશમાં મુદ્રિત થાય છે, કાગડાનું દૃષ્ટાંત રસેંદ્રિયની લુબ્ધતા અને અસંતોષથી થતા નઠારા પરિણામનો બોધ આપે છે. પુણ્યસારનું દૃષ્ટાંત મોહનિદ્રામાં પ્રમાદી થઇ પડી રહેનાર અને મોક્ષસુખને માટે યત્ન નહીં કરનાર પુરૂષ કેવી અધમ દશા પામે છે, તેનો ચિતાર આપી સદા અપ્રમત્ત રહેવાની ઉત્તમ શિક્ષા આપે છે. **વિદ્યુન્માલીનું** દૃષ્ટાંત વનિતાઓ ધર્મ ધનને હરનારી ચોરરૂપ છે, એ વાતને દૃઢ કરી આપે છે; **વાનરનું** દૃષ્ટાંત ભોગ અને સંતોષની ઘટના થઇ શકતી નથી, એ વિષેનું ઉત્તમ શિક્ષણ આપે છે, ઉપજાતિવંત **અશ્વનું** ઉપનયવાળું દૃષ્ટાંત સદા અંગીકૃત કરેલા સન્માર્ગને વળગી રહેવાનો સુબોધ સિદ્ધ કરી બતાવે છે. **કમંઠનું** દૃષ્ટાંત પ્રાપ્ત થયેલી ઉત્તમ સામગ્રીને મોહને વશ થઇ છોડી દેવાથી કેવી હાનિ થાય છે? તે વાત હૃદયારૂઢ કરે છે. ત્રણ મિત્રોનું દૃષ્ટાંત ઉપનયની યોજનાથી પ્રાણીને વિપત્તિમાં રક્ષા કરનાર પોતાનું શરીર કે કુટુંબ નથી પણ ધર્મ અને ગુરૂ છે.” એ વાત ઘણી અસરકારક રીતે સિદ્ધ કરે છે, અને છેવટનું **લલિતાંગનું** દૃષ્ટાંત આ સંસારરૂપી અંધકૂપના વાસની મહા વ્યથાને દર્શાવી વૈરાગ્ય ભાવનાની ઉપયોગિતા સાબિત કરે છે. આ દૃષ્ટાંતોના પ્રભાવની અસર થતાં જંબૂકુમારની આઠ રમણીયો અને પ્રભવચોરના મુખમાંથી પ્રકટ થયેલા ભાવનાના ઉદ્‌ગારો મહાત્મા કવિએ એવી આલંકારિક કવિતામાં ગુંથ્યા છે કે, જે વાંચતાંજ વાંચકોની તન્મયતા નિરૂપિત રસસાથે થઇ જાય છે, છેવટે કવિએ મહાત્મા જંબૂસ્વામીનો સપરિવાર અદ્‌ભુત ચારિત્ર માર્ગ એવી રસમય છટાથી સંક્ષિપ્ત રીતે વર્ણવ્યો છે કે, જે વાંચતાંજ આત્મા અધ્યાત્મરસમાં મગ્ન બનીજાય છે અને ધ્યાન—વૈરાગ્યાદિકથી વૃદ્ધિ પામતા અને સર્વ વિશ્વભાવને પ્રત્યક્ષ કરનારા પૂર્ણ—આનંદરૂપ ચંદ્રની કલાને મેલવવાની ભવ્ય ભાવના પ્રગટ થાય છે.

આ ચરિત્ર કાવ્યના લેખક મહાત્માશ્રી **જયશેખર** સૂરિ અંચળગચ્છમાં થયેલા હતા. તેઓ મહાન્ વિખ્યાત **શ્રી મહેંદ્રપ્રભ** સૂરિના શિષ્ય હતા. વિક્રમ સંવત્ ૧૪૩૬ ના વર્ષમાં તેઓ આ ભારતભૂમિ ઉપર વિચરતા હતા.

રેલો એ બોધ સાંસારિક ભાવની અનિત્યતા, આત્મ સ્વરૂપના જ્ઞાનનો મહિમા અને યૌવન તથા ધન વૈભવના વિલાસોની તુચ્છતા પુર્ણ રીતે પ્રતિપાદન કરે છે. અને ભવચક્રમાં ભમતા તથા ચતુર્વિધ ગતિમાં પર પુદ્ગળ જનિત નવાનવા પરિણામરૂપ નૃત્યને વિલોકતાં છતાં પ્રતિબોધ નહી પામનારા પામર જીવોને ધિક્કારે છે.

આ સમયે પ્રથમ વાગ્દાનથી જોડાએલી આઠ કન્યાઓ ભાવી કર્મની પ્રેરણાથી જંબૂકુમારને સંસારમાં સ્થાપિત કરવાની અસાધારણ હીંમત બતાવે છે. અને તે ઉપરથી મહાનુભાવ જંબૂકુમારના વિવાહનો નિશ્ચય થાય છે. માતા પિતાની ભક્તિથી ઉલ્લસિત હૃદયવાળો ધર્મવીર જંબૂકુમાર દાક્ષિણ્યતાના ગુણથી વિવાહિત થાય છે. આ વિવાહનો પ્રસંગ મહાત્મા કવિએ અદ્ભુત રસાલંકારોથી વર્ણવ્યો છે. સંસારના વૈવાહિક ચિત્ર સાથે ભરેલી વૈરાગ્ય ભાવના વાચકોના હૃદયને આકર્ષે છે અને અજ્ઞાન પંકને શોષનારી જ્ઞાનરવિની પ્રભા પ્રસારે છે.

વિવાહિત થયેલ જંબૂકુમારનો આઠ રમણીઓનો એકાંતે સમાગમ, તે વખતે વિલાસી વધૂઓની મોહદશાનું વર્ણન મહાત્મા કવિએ અદ્ભુતતાથી આલેખ્યું છે. તે પ્રસંગે શ્રૃંગાર અને વૈરાગ્ય રસની પરસ્પર સ્પર્ધા અને આખરે વીર એવા વૈરાગ્ય રસનો શ્રૃંગાર ઉપર વિજય બતાવી મહાત્મા લેખકે પોતાની કસાએલી કલમનું પુરેપુરૂં અનુપમ માધુર્ય પ્રગટ કરી બતાવ્યું છે.

આવા શાંત રસના મહાસાગરને ઉછાળવામાં ચંદ્રસમાન એવા આ પ્રસંગે ચોરનાયક પ્રભવનો પ્રસંગ વિશેષ ઊત્તેજિત બને છે. તે પ્રસ્તુત વિષયમાં આર્હંત પ્રબોધના દૃષ્ટાંતોમાં શિરોમણિરૂપ બનેલું મધુબિંદુનું દૃષ્ટાંત વિવેચન પૂર્વક વર્ણવવામાં આવ્યું છે. જેના શ્રવણથી પ્રભવચોરના હૃદયની મલિનતા લય પામી જાય છે અને તેમાં શુદ્ધ ભાવનાની ઝાંખી છાપ પડે છે, પુનઃપ્રભવના સ્વજન સંબંધીના પ્રશ્ન ઉપર જંબૂકુમારે કુબેરદત્ત અને કુબેરદત્તાનું વિચિત્ર અને અદ્ભુત દૃષ્ટાંત આપી પ્રભવના હૃદયમાં વિશેષ પ્રકાશ પાડયો છે.

આ પ્રસંગની વચ્ચે મોહરાજાના કારાગૃહમાં પડેલી આઠ રમણીઓનો અને તેજ મોહરૂપ મહારાજા ઉપર વિજય મેળવી વૈરાગ્ય ભાવનાની વિજયમાળને ધારણ કરનાર મહાત્મા જંબૂકુમારનો પરસ્પર દૃષ્ટાંત પૂર્વક સંવાદ સહૃદયના હૃદયને સંસાર અને વૈરાગ્યનું પૂર્ણ ભાન કરાવે છે. જુદા જુદા વિષયના સ્વરૂપને અનુસરતા દૃષ્ટાંતો એવાતો ગ્રથિત કર્યા છે કે જે વાંચવાથી સહૃદય

વાંચકોના હૃદય તે તે આનંદમાં દ્રવીભૂત થયા વિના રહેતા નથી. એક તરફ તે રમણીઓએ આપેલા દૃષ્ટાંતો સાંસારિક ભાવને નીતિની શિક્ષા સાથે હૃદયારૂઢ કરે-છે ત્યારે બીજી તરફ મહાનુભાવ જંબૂકુમારે આપેલા દૃષ્ટાંતો રાગરૂપી સર્પના ઉગ્રવિષની ઉર્મિથી ક્લેશ પામનારા હૃદય ઉપર સંજીવનીની પવિત્ર ધારા રેડે છે. તે સાથે તે સદાચાર તથા સદ્‌ભાવનાનો જે સંબંધ સમજાવવા અને દુરાચાર તથા દુષ્ટ ભાવનાનો અંત બતાવી દુરાચારથી દૂર રાખવાનો ઉત્તમ માર્ગ સૂચવે છે. મહાત્મા જંબૂકુમારે આપેલા તે અસરકારક દૃષ્ટાંતો શ્રવણ કરવાથી શુદ્ધ આર્હત રૂધિરમાં રહેલું વીર્ય ઉછળ્યા વગર રહેતું નથી. તેમના દૃષ્ટાંતના ચિત્રો એવાતો પ્રરૂપિત કરવામાં આવ્યા છે કે, જેની અસર હૃદયના ઉંડા પ્રદેશમાં મુદ્રિત થાય છે, **કાગડાનું** દૃષ્ટાંત રસેંદ્રિયની લુબ્ધતા અને અસંતોષથી થતા નઠારા પરિણામનો બોધ આપે છે. **પુણ્યસારનું** દૃષ્ટાંત મોહનિદ્રામાં પ્રમાદી થઇ પડી રહેનાર અને મોક્ષસુખને માટે યત્ન નહીં કરનાર પુરૂષ કેવી અધમ દશા પામે છે, તેનો ચિતાર આપી સદા અપ્રમત્ત રહેવાની ઉત્તમ શિક્ષા આપે છે. **વિદ્યુન્માલીનું** દૃષ્ટાંત વનિતાઓ ધર્મ ધનને હરનારી ચોરરૂપ છે, એ વાતને દૃઢ કરી આપે છે; **વાનરનું** દૃષ્ટાંત ભોગ અને સંતોષની ઘટના થઇ શકતી નથી, એ વિષેનું ઉત્તમ શિક્ષણ આપે છે, ઉપજાતિવંત **અશ્વનું** ઉપનયવાળું દૃષ્ટાંત સદા અભ્યસ્ત કરેલા સન્માર્ગને વળગી રહેવાનો સુબોધ સિદ્ધ કરી બતાવે છે. **કમઠનું** દૃષ્ટાંત પ્રાપ્ત થયેલી ઉત્તમ સામગ્રીને મોહને વશ થઇ તજી દેવાથી કેવી હાનિ થાય છે? તે વાત હૃદયારૂઢ કરે છે. ત્રણ મિત્રોનું દૃષ્ટાંત ઉપનયની યોજનાથી પ્રાણીને વિપત્તિમાં રક્ષા કરનાર પોતાનું શરીર કે કુટુંબ નથી પણ ધર્મ અને ગુરૂ છે." એ વાત ઘણી અસરકારક રીતે સિદ્ધ કરે છે, અને છેવટનું **લલિતાંગનું** દૃષ્ટાંત આ સંસારરૂપી અંધકૂપના વાસની મહા વ્યથાને દર્શાવી વૈરાગ્ય ભાવનાની ઉપયોગિતા સાબિત કરે છે. આ દૃષ્ટાંતોના પ્રભાવની અસર થતાં જંબૂકુમારની આઠ રમણીયો અને પ્રભવચોરના મુખમાંથી પ્રકટ થયેલા ભાવનાના ઉદ્‌ગારો મહાત્મા કવિએ એવી આલંકારિક કવિતામાં ગુંથ્યા છે કે, જે વાંચતાંજ વાંચકોની તન્મયતા નિરૂપિત રસસાથે થઇ જાય છે, છેવટે કવિએ મહાત્મા જંબૂસ્વામીનો સર્પાવનાર અદ્‌ભુત ચારિત્ર માર્ગ એવી રસમય છટાથી સંક્ષિપ્ત રીતે વર્ણવ્યો છે કે, જે વાંચતાંજ આત્મા અધ્યાત્મરસમાં મગ્ન બનીજાય છે અને ધ્યાન—વૈરાગ્યાદિકથી વૃદ્ધિ પામતા અને સર્વ વિશ્વભાવને પ્રત્યક્ષ કરનારા પૂર્ણ—આનંદરૂપ ચંદ્રની કલાને મેલવવાની ભવ્ય ભાવના પ્રગટ થાય છે.

આ ચરિત્ર કાવ્યના લેખક મહાત્માશ્રી **જયશેખર** સૂરિ અંચળગચ્છમાં થયેલા હતા. તેઓ મહાન્ વિખ્યાત **શ્રી મહેંદ્રપ્રભ** સૂરિના શિષ્ય હતા. વિક્રમ સંવત ૧૪૩૬ ના વર્ષમાં તેઓ આ ભારતભૂમિ ઉપર વિચરતા હતા.

તેમની જન્મ ભૂમિ અને જન્મ વર્ષ વિષે જાણવામાં આવ્યું નથી. તેઓ સરસ્વતી દેવીના પરમ ઉપાસક હતા. તેમને સ્તંભતીર્થ (ખંભાત) માં સરસ્વતી દેવીએ કવિચક્રવર્ત્તીની દિવ્ય પદવી આપી હતી. તે મહાનુભાવે આર્હત્ ધર્મ અને સાહિત્યના અનેક ગ્રંથો રચેલા છે. તેઓમાં **ઉપદેશ ચિંતામણી, પ્રબોધ ચિંતામણી, જૈનકુમાર સંભવ મહાકાવ્ય અને ધમ્મિલ ચરિત્ર** વગેરે કેટલાએક લેખો ઉપલબ્ધ થયેલા છે. તેમના ચમત્કૃતિ ભરેલા કાવ્યોથી પ્રસન્ન થઇ ભારતવર્ષના અગ્રણી વિદ્વાનો તેમને બહુ માન આપતા હતા.

આ જંબૂસ્વામી ચરિત્રનો લેખ તે મહાનુભાવે સ્તંભતીર્થ (ખંભાત) માં રહીને લખેલો હતો. આ લઘુ કૃતિમાં તેમની પ્રતિભા શકિત તથા ચિત્ર પાડવાની અદ્ભુત કલા ખરેખર અપ્રતિમ દેખાઇ આવે છે. લેખમાં સમાયલી રસજ્ઞતા ઘણીજ ઉંચા પ્રકારની છે. તે ઉપરથી નિશ્ચય થાય છે, કે તે મહાત્માપર ખરેખર સરસ્વતીનીજ કૃપા હોવી જોઇએ. અને એ કૃપાથી તેમને પ્રાપ્ત થયેલ કવિ ચક્રવર્ત્તીનું પદ સર્વ રીતે સુઘટિત છે.

ધર્મ, વિદ્યા, રસજ્ઞતા, સુશીલતા, કોમલતા, મહત્તા અને શાલીનતા વગેરે ઉચ્ચ ગુણોને પોષણ કરનારા આવા જૈન ચરિતાનુયોગના લેખો જૈન વર્ગ સમક્ષ સારા અનુવાદરૂપે મુકવામાં આવે તો તેથી મહાન્ લાભ થયા વિના રહે નહીં. એવી ઇચ્છાથી આ પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને આવું ઉત્તમ પુસ્તકરૂપ અમુલ્ય રત્ન **શ્રીઆત્માનંદપ્રકાશના** કૃતજ્ઞ ગ્રાહકોને લાભ આપવા અમો આનંદ પુર્વક બદ્ધ પરિકર થયા છીએ. સર્વ ગ્રાહક વર્ગ આનંદ પુર્વક આ ઉપહારને વધાવી લેશે તો અમે અમારા શ્રમની સફળતા માની પરમ સંતોષ પામીશું.

ગુરૂ તત્ત્વના બલથી ગૌરવતાને પામેલી **આ સંસ્થા** અને તેને અંગે વિશાળ પ્રખ્યાતિ પામેલું આ **આત્માનંદ પ્રકાશ માસિક** પ્રતિ વર્ષે પોતાના કદરદાન ગ્રાહકોને નવીન નવીન અતી ઉપયોગી અને સુંદર ગ્રંથો મોટો ખર્ચ કરી ઉપહાર કરે છે–ભેટ આપે છે, તેજ મુજબ આ અગીયારમા વર્ષની ભેટ તરીકે આ ઉત્તમ લેખની યોજના કરવામાં આવી છે અને તેના આંતર અને બાહ્ય સ્વરૂપની સુંદરતા કરવામાં ઉદારતાથી દ્રવ્યનો વ્યય કરવામાં આવ્યો છે.

સદરહુ ગ્રંથનું ભાષાંતર બને તેટલી રીતે શુદ્ધ અને સરલ કરવામાં આવ્યું છે, અને શુદ્ધિને માટે યથાશકિત પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં પ્રમાદ–કે દૃષ્ટિ દોષને લઇને કોઇ સ્થળે કોઇ જાતની સ્ખલના થઇ હોય તો તે અમે મિથ્યાદુષ્કૃત પૂર્વક ક્ષમા યાચીએ છીએ.

| | |
|---|---|
| **શ્રાવણ શુક્લ તૃતીયા.**<br>સંવત ૧૯૭૦<br>**આત્માનંદ ભવન.** | **શ્રી જૈન આત્માનંદ સભા.**<br><br>**ભાવનગર.** |

## " શ્રી આત્માનંદ પ્રકાશે આપેલી ભેટો."





# "શ્રી આત્માનંદ પ્રકાશ."

જૈન કોમમાં અતીફેલાવા સાથે પ્રખ્યાતી પામેલું આ માસિક આ સભા તરફથી પ્રતિ માસે પ્રગટ કરવામાં આવે છે. તેમાં આવતા ધાર્મિક, વ્યવહારિક અને નૈતિક સંબંધી ઉત્તમ લેખોથી આપણી કોમમાં નીકળતા માસિકોમાં આ માસિક ઉત્તમ પંક્તિ ધરાવે છે. જેને માટે વિદ્વાન સાધુ મુનિરાજો, જૈન વિદ્વાન ગૃહસ્થો અને ન્યુસપેપરો એક અવાજે વખાણ કરે છે. હાલમાં તેનું બારમું વર્ષ ચાલે છે. દરેક શ્રાવણ માસથી નવું વર્ષ શરૂ થાય છે. અને દરેક વર્ષ પૂર્ણ થતાં પેહેલાં એક નવીન ધાર્મિક ઉત્તમ વિષયોથી ભરપૂર બુક લગભગ દશથી અગીયાર ફારમ જેટલી મોટી ગ્રાહકોને ભેટ આપવામાં આવે છે. વાર્ષિક મૂલ્ય રૂ. ૧-૦-૦ બાહાર ગામવાળાને પોષ્ટેજના ૦-૪-૦ વધારે આપવા પડે છે તેના પ્રમાણમાં લાભ બહુ વિશેષ છે. ગુરૂભકિત નિમિત્તે દરેક જૈન બંધુઓએ અવશ્ય ખરીદવા લાયક છે.

શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.



## જૈન.

જૈન કોમ માટે જુનામાં જુનું, જાણીતું, અને નિઃપક્ષ સ્વતંત્ર વર્તમાન પત્ર જો કોઇ હોય તો તે "જૈન" પત્ર છે.

આ પત્ર અઠવાડીક પાંચ ફોર્મનું દર રવિવારે બહાર પડે છે. જેમાં વિદ્વાન મુનિ મહારાજોના લેખો—જૈન સાક્ષરોનાં નીતિના લેખો દેશ પરદેશના સંખ્યાબંધ જૈન સમાચાર—વર્ત્તમાન સમાચાર—ધર્મ પ્રશ્નો—ઓ વાંચન—વાર્તા—વેપારીના લેખો—વૈદક અને તેવા અનેક વિષયો ઉપરાંત સ્વતંત્ર નોંધથી હીંદી—અંગ્રેજી અને ગુજરાતી ભાષામાં પ્રગટ થાય છે.

જૈન પત્રનાં ગ્રાહકોને દર વર્ષે કિમતી ભેટો અને વખતો વખત પત્ર સાથે વધારા મળે છે. લવાજમ ટપાલ ખર્ચ સાથે ફકત રૂ.૩-૦-૦ લેવાય છે. નમુનાની નકલ મફત મળશે

અધિપતી જૈન
ભાવનગર.



श्री पार्श्वनाथाय नमः

श्रीमद् विजयानंदसूरीश्वर पादपद्मेभ्यो नमः

श्री जयशेखरसूरि विरचित.

# શ્રી.
# જંબૂસ્વામિ ચરિત્ર.



( ગુર્જર ભાષાંતર. )

**મગધદેશમાં આવેલા સુગ્રામ ગામનું વર્ણન.**

આ પૃથ્વી ઉપર **મગધ** નામે દેશ છે. જે દેશની અંદર પ્રત્યેક નગરની બાહેર આરામો ( ઉદ્યાનો ) અને અંદર રામાઓ છે. આરામ-ઉદ્યાનો તરૂણાશ્રિત છે એટલે તરૂ-વૃક્ષોથી આશ્રિત છે, અને રામા-સ્ત્રીઓ તરૂણ પુરૂષોથી આશ્રિત છે. આરામ-ઉદ્યાનો સુવયસ્-સુંદર પક્ષીઓ વાળા છે. અને રામાઓ સુ-સારા, વય-યૌવનવાલી છે. આરામો સાર છાય-શ્રેષ્ઠ છાંયાવાળા છે અને રામાઓ શ્રેષ્ઠ છાયા-કાંતિવાળી છે. અને આરામો સદા-હંમેશા અલિ-ભ્રમરાઓથી યુકત છે. રામાઓ સારી-આલિ-સખીઓથી યુકત છે.

તે મગધ દેશમાં સારા ગામડાઓમાં અગ્રેસર એવું **સુગ્રામ** નામે એક ગામ છે. તે ગામની અંદર રહેનારા લોકો વૃતિ-વાડની વચ્ચે રહ્યા છે. છતાં આશ્ચર્યની વાત એ છે કે, તેઓ નિર્વૃતિથી સુસ્થ છે એટલે સુખથી આબાદ છે.

**સુગ્રામના નાયક આર્યકનું કુટુંબ.**

તે સુગ્રામ નામના ગામમાં **આર્યક** નામે એક ગ્રામ નાયક રહેતો હતો. તેનો વંશ **રાષ્ટ્રકૂટ**ના નામથી ઓળખાતો હતો. **આર્યક** એવા નામથી અને ગુણથી તે વિખ્યાતિ પામ્યો હતો. તેને ચંદ્રની જેમ [1]**રેવતી** નામે સ્ત્રી હતી, પણ આશ્ચર્યની વાત એ હતી કે, તેણીનામાં વૃષ રાશિ એટલે ધર્મનો સમૂહ ઉદય પામ્યો હતો. આર્યક પિતા અને રેવતી માતા થકી **ભવદત્ત** અને **ભવદેવ** નામે બે વિનય વાળા પુત્રો ઉત્પન્ન થયા હતા. સદાચરણની શોભાવાળા અને સમાન કાંતિવાળા વિરહ રહિત તે બંને ભાઇઓની વચ્ચે [2]ફાલ્ગુની નક્ષત્રના બે તારાઓની જેમ કાંઇ પણ ભેદ ન હતો.

**સુસ્થિત નામના સૂરિનું આગમન અને ભવદત્તની દીક્ષા.**

એક વખતે પોતાના વ્યાખ્યાન રૂપ ગર્જનાથી દુઃસમયનો[1] તિરસ્કાર કરનારા અને સંસારના ઘણાં તાપને શમાવનારા **સુસ્થિત** નામે એક આચાર્ય આકાશમાં મેઘની જેમ ત્યાં અકસ્માત્ આવી ચડયા. તેમના ઉપદેશરૂપ અમૃતના સુંદર સરોવરવડે જેની ચિરકાળની તૃષ્ણા શાંત થઇ છે એવા ભવદત્તે સંસાર ઉપર વૈરાગ્ય થવાથી સ્વજન વર્ગની રજા લઇ દીક્ષા ગ્રહણ કરી. ભ્રમરની જેમ ગુરૂના ચરણકમળને ભજવાથી આગમરૂપી મકરંદ (પુષ્પરસ) ના બિંદુઓનું પાન કરવામાં તત્પર બની રંગમાં આવેલો ભવદત્ત મુનિરૂપે કયા કયા દેશમાં નથી વિચર્યા? અર્થાત્ તે સર્વ દેશોમાં વિચર્યા હતા.

---

૧ રેવતી નક્ષત્રમાં ચંદ્રને વૃષરાશિનો યોગ હોતો નથી. એ આશ્ચર્ય વિરોધાભાસ-અલંકાર ૨ ફાલ્ગુની નક્ષત્રના બે તારાઓ ગણાય છે.

૧ અહિં સુસ્થિત-આચાર્યને મેઘની સાથે સરખાવ્યા છે. મેઘપક્ષે દુઃસમય એટલે દુકાળ અને આચાર્યપક્ષે દુઃસમય-નઠારા સિદ્ધાંત સમજવા. મેઘ ગ્રીષ્મના તાપને શમાવનાર છે અને આચાર્ય સંસારના તાપને શમાવનાર છે. મેઘ ગાજેછે અને આચાર્ય વ્યાખ્યાનરૂપી ગર્જના કરે છે.

એક વખતે નિષ્કપટ અને લોકોનું હિત કહેનારા કોઇ મુનિવર પોતાના એક બંધુને પ્રતિબોધ કરવાને કોઇ ગામમાં ગયા. તે વખતે તે ગામમાં રહેનારા તેના બંધુનું પાણિગ્રહણ થતું હતું તેથી જાણે તે અંધ થઇ ગયો હોય તેમ તેણે તે આવેલા મુનિને જોયા પણ નહીં, તો પછી તેમને વંદનાદિ કરવાની વાત તો ક્યાં રહી ? વિવાહના કાર્યમાં આકુલવ્યાકુલ થઇ આમતેમ ભમતી એવી વનિતાઓના ઘસારાથી ઉલટું તે મુનિનું મહાવ્રત જર્જરિત થવા લાગ્યું. મોહરૂપી મહારાજાનું રાજ્ય વિજયી થવાથી પોતાના બોધ—રૂપી શસ્ત્રનો વેગ નહીં ચાલે એવું જાણી તે મુનિ રૂપી વીર વીલખા થઇ પાછા વળી ગયા. પછી તેમણે ગુરૂની પાસે આવી સરલતાથી એ વૃત્તાંત જણાવ્યો, તે સાંભળી તારૂણ્ય વચના આવેશથી મુનિ ભવદત્ત ઘણું ઉપહાસ્ય કરતાં આ પ્રમાણે બોલ્યા " વિવાહ પ્રસંગે પોતાનો મોટો ભાઇ ચારિત્ર ધારી અતિથિ થઇ ઘેર આવે તે છતાં જે લઘુબંધુ તેની સામે જોવે નહીં તેવા બંધુને વંધ્ય વૃક્ષની જેમ ધિક્કાર છે." ભવદત્તના આવા ઉપહાસ્યના વચન સાંભળી એક મુનિ બોલી ઉઠયા " કોઈ કઠિન હૃદયવાળો બંધુ હોવાથી તેણે આ મુનિનો સત્કાર ન કર્યો તેથી શું થયું ? તમારે ઘેર પણ ભવદેવ નામે તમારો એક ભાઇ છે, તેને તમે ચિરકાલે મલો,તે જો મોહરહિત થઇ તમારો શિષ્ય થાય તો તે કેવો વિવેકી, સાધુઓનો ભક્ત અને બંધુ ઉપર અનુરાગી છે તે અમારા જાણવામાં આવે."

**મુનિ ભવદત્તે કરેલું એક મુનિનું ઉપહાસ્ય.**

આ શબ્દો સાંભલી અભિમાની ભવદત્ત ઉસ્કેરાઇ ગયો. તત્કાલ તેણે પ્રતિજ્ઞા કરી કહ્યું કે " જો આપણા ગુરૂ મગધ દેશમાં જાય તો તે મારો ભાઇ દીક્ષિત થયા વિના રહે નહિ " પછી મગધ દેશના લોકોની સમીપ યત્ન વિના દીપકનું આચરણ કરનારા ગુરૂને તેણે જણાવ્યું કે, પૂજ્ય, મને સહાય આપો તો હું મારા બંધુઓને વંદના કરાવું " ભવદત્તના હૃદયનો આશય જાણી ગુરૂ બોલ્યા, " વત્સ, તું એકલોજ મગધ દેશમાં જા. વનમાં સિંહને અને આકાશમાં સૂર્યને કોઇ મદદગાર હોતું નથી, " ગુરૂના આ વચન સાંભળી પછી ભવ-

દત્ત પગલે પગલે શુભ શુકનો ને જોતો જોતો એકલો ચાલી નીકલ્યો અને તે વિપત્તિઓનો નાશ કરનારા સુગ્રામ ગામમાં આવી પોહોચ્યો.

**ભવદત્તના પ્રતિબોધથી ભવદેવે લીધેલી દીક્ષા.**

ભવદત્તે ગામમાં આવી કોઈ ગ્રામ્ય જનને પોતાના સ્વજનના ખબર પુછયા એટલે તેણે કહ્યું કે, " મુનિવર, આપ બરાબર અવસરે આવી પોહોચ્યા. તેથી તમે અધિક ભાગ્યવાન છો. તમારો ભાઇ ભવદેવ આજે **નાગદત્ત** નામના એક ગૃહસ્થની સ્ત્રી **વાસુકી**થી ઉત્પન્ન થઇ થયેલી **નાગિલા** નામની કન્યાને પરણે છે " આ ખબર કાને આવતાંજ ભવદત્તના મસ્તકમાં શૂલ ઉત્પન્ન થઇ આવ્યું. તેણે મનમાં વિચાર્યું કે, " જે બીજાનું ઉપહાસ્ય કરે તેનું તેવુંજ ઉપહાસ્ય થાય છે. હવે મારે તે બંધુને ઘેર જવું શા કામનું છે ? મારો બંધુ ભવદેવતો સ્રીના બંધમાં આવી પડયો છે હવે હું પ્રતિજ્ઞા ભંગ થઇ પાછો વલીશ તો પેલા મુનિની જેમ મારૂં પણ ઉપહાસ્ય થશે અરે ! હું ચાલ્યો ત્યારે મારા બંધુના વિવાહને સૂચવનારૂં અપશુકન મને માર્ગમાં કેમ ન થયું ? અથવા હવે ખેદ કરવો યોગ્ય નથી. જેનું મન ભંગ થાય તેના કાર્યની સિદ્ધિ કદિ પણ થતી નથી. હવે તો મારે બંધુને ઘેર જઇ તેના મુખનો રંગ જોવો. વિષ્ણુ પણ દૂર ઉભા રહ્યા હોત અને સમુદ્ર મથન કર્યું ન હોત તો લક્ષ્મીને પ્રાપ્ત કરત નહીં." આ પ્રમાણે તર્ક–વિતર્ક રૂપ તરાકડાને ભમાવતા ભવદત્તમુનિ પોતાના બંધુને ઘેર ગયા. પોતાના પુત્રને અતિથિ રૂપે આવેલો જોઇ તેના માતા પિતા આતુર થઇ ગયા. મુનિરૂપે આવેલા ભવદત્તને જોઈ કેટલાએક કહેવા લાગ્યા કે, સંયમ લીધા પછી પણ મોહ જવો મુશ્કેલ છે, નહીંતો આ ભવદત્ત આમંત્રણ વિના બંધુના વિવાહમાં કેમ આવે ? વલી કેટલાએકે કહ્યું કે આ ભવદત્ત પોતે પરણ્યો નથી, એટલે બંધુનો વિવાહ જોવાને આવ્યો હશે. અહો ! મુનિનું મન પણ કૌતુકથી કેવું ખેંચાય છે ?" તે મુનિ ભવદત્તે, વંદના કરતાં એવા કુટુંબી જનોને લાંબા સ્વરથી ધર્મલાભની આશિષ આપી. તે આશિષ મોહ રૂપી કુવામાં મગ્ન થયેલા તેના બંધુ ભવદેવને આકર્ષણ કરવાની

વસ્ત્રા-દોરી રૂપ થઇ પડી. આ વખતે ભવદેવ પોતાના મહેલમાં રહી કુલના રીવાજ પ્રમાણે પોતાની નવોઢા સ્ત્રીના કપોળ રૂપી પાટીઆ ઉપર પત્રલતા-પીયળ આલેખતો હતો. તેણે ત્યાં રહી કર્ણને અમૃત જેવી ધર્મલાભની આશીષ સાંભલી. નારીઓના નિકુંજની મધ્યમાં રહેલો ભવદેવ પોતાના બંધુનો તે અવાજ ઓલખી મેઘના અવાજથી મયૂરની જેમ હર્ષવડે નૃત્ય કરવા લાગ્યો. દુર્નિવાર ગતિવાળો હાથી જેમ માર્ગમાં રહેલી લતાઓને તરછોડીને દોડે તેમ તે પોતાની વધૂની સખીઓને તરછોડી બંધુને મળવાને દોડી આવ્યો. તેણે પ્રેમથી બંધુને વંદના કરી અને પોતાને ત્યાં રહેવાને આમંત્રણ કર્યું. મુનિ ભવદત્તે જણાવ્યું "હું અહિં સ્થિતિ કરી શકું તેમ નથી કારણ કે, મારે ગુરૂની પાસે અવશ્ય જવાનું છે." ભવદેવ પ્રાર્થના કરી બોલ્યો "મહારાજ, કાંઇ પણ સત્વર ભિક્ષા ગ્રહણ કરો અને સ્વકીય બંધુજન ઉપર અનુગ્રહ કરો." એમ કહી પછી તેણે પાપના ચોરરૂપ એવા મુનિ ભવદત્તને પ્રતિલાભિત કર્યા. પછી મુનિ વ્રતના કોલરૂપે બંધુને એક પાત્ર હાથમાં આપી ચાલતા થયા. કુટુંબીજનો તેમને વંદના કરી પાછા વળ્યા. બંને ભાઇઓ તો સાથેજ રહી ચાલવા લાગ્યા. "ઘણે કાળે મળેલા બંને ભાઇઓ પરસ્પર વાર્ત્તાના રસમાં પડયા હશે," એવું ધારી ગૃહકાર્યમાં વ્યગ્ર એવા કુટુંબિજનોએ ભવદેવને પાછો વાળ્યો નહીં. મનમાં ગૂઢ રહેનારો મુનિ ભવદત્ત પાત્રના યોગથી તે બંધુને પાત્ર બનાવવાને માટે વાણીના પાશથી બંધ કરી ગામથી દૂર લઇ ગયો અને ત્યાં લાવી નીચે પ્રમાણે વાર્ત્તાલાપ કરવા માંડયો.

"બંધુ જો, આ વાપિકા કે, જેમાં આપણે બંને પૂર્વે જલક્રીડા કરતા હતા. જો, આ આગળ રહેલું સરોવર કે જેમાં આપણ બંને બાલ્યવયમાં રંગથી રમતા હતા. આપણી બાલ્યવયની ચપળતાના સાક્ષીરૂપ એવા આ વૃક્ષને તું ઓલખેછે? આપણે બંનેએ સાથે રહી આ લતાઓને પલ્લવ વગરની કરી હતી, એ તને યાદ છે?" મુનિ ભવદત્તની આ વાણીઓથી ભવદેવના હૃદયમાં જરાપણ હર્ષ થયો નહી. તેને તો પેલી અર્ધી શણગારેલી નવોઢા પ્રત્યેક પદે હૃદયમાં શલ્યની

જેમ ખુચતી હતી, ભવદેવ પ્રથમ શરમને લઈને સ્નેહને અયોગ્ય એવું કાંઈપણ બોલ્યો નહીં, પરંતુ 'શરમ સ્વાર્થનો નાશ કરનારી છે.' એવું ધારી પછી તે શરમને છોડી આ પ્રમાણે બોલ્યો-"હે બંધુ, આજકાલ શત્રુઓએ કરેલા બંધથી મને ભય લાગે છે." મુનિ બોલ્યા- "એવો શો ભય છે? અથવા તું ભાવ શત્રુઓનો ભય રાખજે." ભવદેવે કહ્યું, "ભ્રાતા, તમોએ આપેલું આ પાત્ર એટલું બધું ભારે છે કે તેથી મારા અંગનો ભંગ થાય છે." મુનિએ જણાવ્યું, "બંધુ, એ પાત્રના ભાર કરતાં પણ તારી ઉપર દુષ્કર્મોનો મોટો ભાર લાંબા કાળથી લાગેલો છે, તેનો વિચાર કર્ય." ભવદેવ બોલ્યો-"બંધુ, હવે હું જાઉં છું, મેં આટલી ભૂમિનો સ્પર્શ[1] કદિપણ કર્યો નથી." મુનિએ જણાવ્યું, "અરે ભાઈ! આ શું બોલે છે? તું તો આ ત્રણે ભુવનમાં ભમેલો છું" ભવદત્તે કહ્યું. "આ આખું વન અપૂર્વ રીતે ઉત્પન્ન થયેલું છે" મુનિએ જણાવ્યું. આ સંસારમાં એવું શું છે કે, જે આત્માએ જોયું નથી."

આ પ્રમાણે બંને ભ્રાતાઓ પરસ્પર વાર્ત્તારસને આધીન થઇ ચાલતાં ચાલતાં ગુરૂની પાસે આવી પોહોંચ્યા. તેમને જોતાંજ મુનિઓએ ભવદત્તને પુછ્યું કે, "ભવદત્ત, તારા અનુજ બંધુને દીક્ષા આપે છે કે, કેમ?" પછી ભવદેવ ગુરૂને નમ્યો. એટલે ગુરૂએ પુછ્યું. "કેમ તું વ્રતનો અર્થી છે!" આ સાંભળી ભવદેવ વિચાર કરવા લાગ્યો કે, "જાણે એક વિચારના હોય તેમ આ સર્વે એક સરખી વાણી બોલનારા કેમ છે? આ ઉપરથી મને લાગે છે કે, આ મુનિઓની પાસે મારા દયાલુ અને મનસ્વી બંધુ ભવદત્તે મને વ્રત અપાવવાની પ્રતિજ્ઞા લીધી હશે. નહીંતો તે મને બંદીવાન્ની જેમ પકડી અહિં શામાટે લાવે! માટે મારે મારા બંધુની પ્રતિજ્ઞા સત્ય કરવી અને તે મારો બંધુ મૃષાવાદી ન થવો જોઇએ." આવું વિચારી ભવદેવે ગુરૂના વચન પ્રમાણે દીક્ષા લેવાની ઇચ્છા બતાવી. તત્કાળ સર્વ મુનિઓએ "તારી પ્રતિજ્ઞા સત્ય થઇ છે" એમ કહી ભવદત્તની પ્રશંસા કરી તે પછી સંકોચ વગર લોચ કરી અને મુનિવેષ ધારણ કરી ગુરૂએ દીક્ષિત કરેલા

[1] એટલે હું ગામ છોડી આટલી ભૂમિ સુધી આવ્યો નથી.

પોતાના બંધુ ભવદેવને ત્યાં બેઠેલા જ્યેષ્ટ બંધુ ભવદત્તે આનંદથી અવલોક્યો. "જો ભવદેવ અહિં રહેશે તો સ્વજનવર્ગ આવી તેના વ્રતનો ત્યાગ કરાવશે" એવું વિચારી ભવદત્ત ગુરૂની આજ્ઞા લઇ પોતાના બંધુ ભવદેવને સાથે લઇ ત્યાંથી ચાલ્યો ગયો. ક્ષણવાર પછી ભવદેવનો માતા વગેરે સર્વ પરિવાર ત્યાં આવ્યો અને તેણે ગુરૂને પુછ્યું કે, "મારા બે પુત્રો અહિં આવ્યા છે કે નહીં! ગુરૂએ ઉત્તર આપ્યો કે, "ભવદત્ત અને ભવદેવ અહિં આવીનેજ ચાલ્યા ગયા છે." ગુરૂના આવચનો સાંભળતાંજ સર્વ પરિવાર ધનુષ્યમાંથી છુટી નિષ્ફળ થયેલ બાણવાળા સુભટની જેમ ત્યાંથી નિવૃત્ત થઇ ગયો. તત્કાળ માતા પિતાએ તેમની શોધ કરવા માટે પ્રત્યેક દિશાઓમાં માણસો મોકલ્યા, પરંતુ કોઈ કોઇ સ્થળે તેમનો પત્તો મલ્યો નહીં. વાયુની ગતિ કોણ જાણી શકે?

**ભવદેવની મોહાવસ્થા.**

ભવદેવ પોતાના સહોદર બંધુના આગ્રહથી જ દુશ્ચર એવું મહાવ્રત આચરતો હતો, તો પણ તેની નવોઢા સ્ત્રી નાગિલા તેના હૃદયમાં હંમેશા ખટકતી હતી. અર્ધી અલંકૃત કરેલી તે બાળાના વિયોગની જ્વાલામાં સપડાએલા ભવદેવને દિવસ જાય તો રાત્રિ જતી નહીં અને રાત્રિ જાય તો દિવસ જતો નહીં. કામદેવના આવેશથી તેણે ગુરૂનું વચન સાંભળ્યું નહીં, વિષયોનું વૈરી રૂપ શાસ્ત્ર અધીત કર્યું નહીં અને ગલિત થયેલું યૌવનવય જાણ્યું નહીં.

કેટલોક સમય જતાં ભવદત્ત કાલધર્મને પામી સૌધર્મ દેવલોકની દેવીઓના ભોગનો અનુભવી થયો (કાલધર્મને પામી ગયો.) એટલે પાછળથી ભવદેવ નિરંકુશ હાથીની જેમ છટી ગયો. ગુરૂવચન, જ્ઞાન અને કુલાભિમાન વગેરે [1] ગુણો કે જેઓ લાંબાકાળથી તેનામાં દૃઢ થઇને રહેલા હતા, તેવા ગુણો પણ મોહરૂપી મોટા કુવામાં પડતા એવા તે ભવદેવને બચાવી શકયા નહીં, એ આશ્ચર્યની વાત છે.

---

૧ અહિં ગુણનો બીજો અર્થ દોરી થાય છે. દોરી હાથમાં છતાં કુવામાં પડી જાય, એ આશ્ચર્યની વાત છે.

૧ પ્રલયકાળના સમુદ્રની જેમ ગણની મર્યાદાને નહીં ગણતા, કામદેવ રૂપ જલ જંતુઓથી આકુલ-વ્યાકુલ થતા, અને શીલ રૂપી પર્વતને ઊખાડતા તે ભવદેવ મુનિ ત્યાંથી ચાલી નીકલ્યા. ૨ જરાવસ્થા છતાં પણ યૌવનવયને ઊચિત એવા વિકલ્પરૂપી શય્યા ઉપર બેઠેલો ભવદેવ મુનિ મોહ રાજાની આજ્ઞાથી વ્રત સહિત માર્ગને ઓલંઘી પોતાના ગામમાં આવ્યો. તે ગામની પાસે એક જિન ચૈત્ય હતું, ત્યાં તેણે વિશ્રામ લીધો. આ સમયે નાગિલા એક વૃદ્ધ સ્રીની સાથે ત્યાં આવી ચડી. તેણીએ પ્રથમ જિન પ્રતિમાની પૂજા કરી પછી ગુરૂના ગૌરવથી તે ભવદેવ મુનિને વંદના કરી. મોહને લઇને ભવદેવ મુનિ ધર્મ લાભની આશીષ આપવી ભુલી ગયો અને તત્કાળ તેણે પોતાના માતા પિતાના ખબર પૂછ્યા. ચતુર નાગિલાએ કુશળ પ્રશ્નથી અને અને વચના અનુમાનથી પોતાના પતિને ઓલખી લીધો તેથી તેણીએ તત્કાળ ઉત્તર આપ્યો કે, તે વૃદ્ધ માતા પિતા તો પરલોક વાસી થઇ ગયા છે. આ ખબર સાંભળી મુનિ ભવદેવ ક્ષણવાર દુઃખી થયો. પછી તેણે પોતાની પ્રિયા નાગિલાના ખબર પુછ્યાં એટલે નાગિલાએ કહ્યું કે, "તમે કોણ છો ?" મુનિ ભવદેવે ધીઠ બનીને સ્પષ્ટ ઉત્તર આપ્યો "હું આર્યક અને રેવતીનો પુત્ર છું. નાગિલા મારી પ્રિયા છે. મારા જ્યેષ્ટ બંધુના આગ્રહથી નાગિલાનો ત્યાગ કરી મેં આ વ્રત ગ્રહણ કર્યું છે. તે મારો જેષ્ટ બંધુ ભવદત્ત હમણા સ્વર્ગવાસી થયો એટલે મુનિઓના ગણને અને વ્રતના ગુણને છોડી અરૂણ જેમ પ્રભાત કાલે પદ્મિનીને સંતોષ પમાડવા આવે તેમ હું મારી પ્રિયા નાગિલાને સંતોષ પમાડવા આવ્યો છું. અરે ! લાવણ્ય રસની સરસી (તલાવડી) રૂપ અને વિજયવાલી તે પ્રેમ ભાજન નાગિલાને વિષે ભવદેવ પ્રેતની જેમ હંમેશા તૃષિત રહ્યો હતો." આ પ્રમાણે મુનિ ભવદેવના કર્ણ-કટુ વચન સાંભલી ચતુર નાગિલા મનમાં વિચાર કરવા લાગી." અહા ! આવો સાધુ પણ પામર મનુષ્યની જેમ વિષયોથી વંચિત થઇ

---

૧ પ્રલયકાળનો સમુદ્ર મર્યાદાને ગણતો નથી અહિં મુનિને પ્રલયકાળના સમુદ્રની સાથે સરખાવ્યા છે.

૨ ભવદેવ જરાવસ્થાવાળો હતો, છતાં તેનાં વિચારો યૌવન વયના વિકારોથી ભરપૂર હતા.

ગયા છે. એવા વૃદ્ધ પુરૂષો પણ જેનાથી યુવાન પુરૂષની માફક કામદેવ વડે વ્યાકુળ હૃદયવાળા થઇ જાય છે, એવા મોહના વિલાસને ધિક્કાર હો! ભગ્ન મનવાળા આ મુનિને માટે ક્યા ઊપાયથી ઉદ્ધાર કરવો ? કાદવમાં મગ્ન થયેલો ગજેંદ્ર અબળાઓથી સુખે ઊદ્ધાર્ય થઇ શકતો નથી." નાગિલા આ પ્રમાણે વિચાર કરતી હતી, તેવામાં પેલી વૃદ્ધ સ્રીનો એક પુત્ર ત્વરિત ગતિથી ત્યાં આવી ચઢયો.

**નાગિલાએ આપેલો પતિને અસરકારક બોધ.**

પુત્રે આવી વૃદ્ધ સ્રીને કહ્યું, "માતા મારા હાથમાં સત્વર એક પાત્ર આપો. આજે પર્વનો દિવસ છે, કોઇ શ્રીમંતે મને જમાડયો છે. અને બીજો શ્રીમંત અત્યારે મને જમાડવા ઇચ્છે છે. અને તે ઉપર એક દીનાર (સોનામોહોર) આપવા તૈયાર થયો છે. પ્રથમના ભોજનથી મારૂં પેટ પુરાઇ ગયું છે, તેથી અત્યારે નવું ભોજન લેવાને હું સમર્થ નથી, તેથી પ્રથમના ભોજનનું વમન કરીશ અને તે પછી ક્ષુધા લાગશે એટલે હું પાછો ભોજન કરીશ." તે બાળકના આ વચન સાંભળી મુનિભવદેવ તેની તરફ દુગંછા કરવા લાગ્યો. તે વખતે નાગિલાએ કહ્યું.' હે મુનિ આ બાલકે આટલું કહ્યું તેટલામાં તમે કંટાળીને દુગંછા કરો છો., પણ તમારો પોતાનો વિચાર કરતા નથી. તમે ભોગોનો ત્યાગ કર્યો છે, છતાં ફરી તેની ઇચ્છા રાખો છો તે તમે વમન કરેલું ખાવા તૈયાર થયા છો આ તમારી દુરાશા તમારા બ ભવનો નાશ કરવાને માટે થશે. આ તમારુ સુંદર ચારિત્ર ચિંતામણિની જેમ વારંવાર મળવું સુલભ નથી. તેવા ચારિત્રને તમે વિષયરૂપી ચૂર્ણને અર્થે શામાટે બાળવા ઇચ્છો છો! તમે ચતુરછો વલી વિચાર કરો કે, તમારા કાન બહેરા થઇ ગયા છે, મસ્તક પલીયાથી ભરાઇ ગયું છે અને યૌવન વય ગલી ગયું છે. છતાં તમારૂં મન ચારિત્રથી કેમ ચ[illegible]લિત થઇ ગયું ! જેઓ મોક્ષ-નગરમાં જવાની નિર્દોષ વિદ્યારૂપ એવી દીક્ષાને સાધેછે; પછી શું તેઓ જડ જેવા બની ઉકરડા જેવી સ્રીની કાયાને ભજે છે !

નાગીલાના આ ઉપદેશને સાંભળી ભવદેવના હૃદય ઉપર અસર થઇ આવી. તત્કાળ તેણે જણાવ્યું, બાઇ તમારા બોધને સાબાસી ઘટે

છે. હવે કામદેવ વિરક્ત થયેલા મારા મનને જરાપણ કંપાવી શકશે નહીં. તથાપિ મારા મનમાં એટલું રહે છે કે, હે શુભદતી, જેને માટે હું આટલી ભૂમિ ઉલ્લંઘન કરી આવેલો છું, તે મારી નાગીલાને જો અહિં અવલોકું તો મારા મનમાં શાંતિ થાય અને પછી હું શાંત થઈ મારા આત્માનું હિત સાધું.”

“હે સાધુ, સાંભળો, જયારથી તમે નાગિલાને છોડી દીધી છે. ત્યારથી જાણે તેણીનું સર્વસ્વ હરાઇ ગયું હોય, તેમ તે ભૂમિ અને અંતરીક્ષ પૂરાઇ જાય તેમ રૂદન કરતી પછી સાધ્વીઓ પાસેથી તત્ત્વ સાંભળી કર્મરૂપી શત્રુઓને મારવાને ઘણાં સત્વવાળી થઇ એવી તપસ્યા કરવા લાગી કે, જેથી તે ગ્લાનિ પામેલા પુષ્પના જેવી થઇ ગઇ છે, હવે તેણીનામાં જોવા યોગ્ય શું રહ્યું છે! તે છતાં તેણીને જોવી હોય તો મને જુવો. મને જોવાથી તેજ જોવાયેલી થશે. દેહ અને દેહી વડે મારામાં અને તેણીનામાં કાંઇ પણ તફાવત નથી.” નાગિલાએ સર્વ વાત જણાવી દીધી.

આ સંસારના તીર ઉપર રહેલી તું પોતેજ નાગિલા તો નહીં!” મુનિએ આશ્ચર્ય સાથે પૂછયું. નાગિલા બોલી, “હું પોતેજ નાગિલા છું!” આ શબ્દો સાંભળતાંજ મુનિ ભવદેવ શરમાઇ ગયો. અને વિચારમાં પડી ગયો, તેણે મનમાં વિચાર્યું કે, “અહા! જેમ વૈશાખ માસ લતાને અલંકૃત કરે છે, અને ફાલ્ગુન માસ તેને છાયા રહિત કરી દે છે, તેમ આ શરીરને યૌવન વય અલંકૃત કરે છે અને જરાવસ્થા તેને નિસ્તેજ કરી નાંખે છે. જરાવસ્થાએ ગ્રસ્ત કરેલા અને તેને લઇને જેમાં નાડીઓ અને નશો દેખાય છે, એવા આ દેહના સંગના આનંદને લીધે જેનું હૃદય દબાઇ ગયું છે એવો હું ચારિત્રને હારી બેઠો, એ કેવા ખેદની વાત?” મનમાં આવું વિચારી ભવદેવ ઉંચે સ્વરે બોલી ઉઠયો,, “હે ધર્મજ્ઞે, હું તને સર્વ સતીઓમાં અગ્રેસર માનું છું, કારણ કે, તેં પોતાની આજ્ઞાથી કામદેવ રૂપી રાક્ષસથી તારૂં અને મારૂં રક્ષણ કર્યું છે. પતાકા મહેલને શોભાવે છે, દીપિકા અંધકારને હરે છે, વાડ ગામની રક્ષા કરે છે, મેઘધારા જગતને જીવાડે છે, નાવિકા સમુદ્રને તારે છે, અને છાયા મુસાફરોના તાપને હણે છે, એવી રીતે સ્ત્રી જાતિ રૂપે તેં પ્રબોધના

દાનથી મારો ઉપકાર કર્યો છે. વળી પ્રાયે કરી મેઘથી નદી પૂરાય છે, પણ નદીથી મેઘ પૂરાતો નથી, પરંતુ તે તો મને બોધ આપી તેનાથો ઉલટું કર્યું છે. હે નિર્દોષ સ્ત્રી તે મારૂં દુરિત મિથ્યા થાઓ અને મારો અપરાધ ક્ષમા કરજે." આ પ્રમાણે કહી ચારિત્રવડે ઉજ્વળ એવા હૃદયવડે ભવદેવ મુનિ ત્યાંથી પાછા ચાલી નીકળ્યા. ગુરૂની પાસે આવી, પોતાના પાપની આલોચના કરી તેમણે મહાન્ તપસ્યા આચરી અને છેવટે તે મહા મુનિ કાલધર્મને પામી સૌધર્મ દેવલોકમાં જઇ પોતાના સહોદર બંધુ ભવદત્તને મળ્યા હતા.





# પ્રકરણ ૨ જું.

—:૦:—

ભવદત્તનો સાગરદત્ત રૂપે અવતાર.

પૂર્વ વિદેહને વિષે પુષ્કળ નામે વિજય છે. તેની અંદર લક્ષ્મીનું સ્થાન રૂપ વિશ્વપ્રિય નામે નવીન દેશ છે. તેમાં કમલિની જેમ [1] વિપુલ-પદ્મા એવી પુંડરીકની નામે એક નગરી છે. જેની અંદર હંસની જેમ [2] વિશદ-ઉજ્વળ પક્ષવાળા શ્રીમંત પુરૂષો વસતા હતા. તે નગરીમાં ઈંદ્રના જેવો ઘણો બલવાન્ **વજ્રદત્ત** નામે ચક્રવર્ત્તી રાજ્ય કરતો હતો. તે રાજા જ્યારે રણસંગ્રામમાં સામેલ થતો, ત્યારે વિજય સાથે વિજય લક્ષ્મી તેના પાસે આવતી હતી. તેને એક લાખ રાણીઓ હતી, તેમાં **યશોધરા** નામે રાણી મુખ્ય હતી. તે મહારાણીના ઉદરમાં ભવદત્તનો પવિત્ર આત્મા દેવલોકમાંથી ચ્યવી અવતર્યો. પ્રસવનો સમય થતાં રાણી યશોધરાએ નિર્મલ વંશ રૂપી કમળમાં હંસના જેવાં તે કુમારને જન્મ આપ્યો. તેનું નામ **સાગરદત્ત** પાડ્યું. તે ચંદ્રની જેમ અનુક્રમે વધવા લાગ્યો. જ્યારે તેને યૌવન વય પ્રાપ્ત થયું, એટલે ચક્રવર્ત્તી વજ્રદત્તે તેને હજારો રાજકન્યાઓની સાથે પરણાવ્યો. જાણે પોતાની લક્ષ્મીથી ઈંદ્રને હરાવાની ઇચ્છા રાખતો હોય તેમ તે પોતાના ગગનચુંબી મેહેલની અગાશીમાં ક્રીડા કરવા લાગ્યો.

એક વખતે યુવરાજ સાગરદત્ત મેહેલ ઉપર ક્રીડા કરતો હતો, તેવામાં દૂરથી ચડી આવતું એક ઉન્નત વાદ-

---

૧ નગરી પક્ષે વિપુલ પદ્મા એટલે ઘણી લક્ષ્મીવાળી અને કમલિની પક્ષે ઘણાં કમળવાળી. ૨ પક્ષ–પાંખો અને પક્ષ–મદદ.

**સાગરદત્તને થયેલો વૈરાગ્યનો અકસ્માત્ આદુર્ભાવ.**

ળાઓનું જાળ તેના જોવામાં આવ્યું. વિજળીના ચમકારાથી જેના શિખરો પીળા થયેલા છે એવો મેરૂ પર્વત જાણે ચાલતો હોય તેવું તે દેખાતું હતું. ઉદ્યાનમાં રહેલા મયૂર પક્ષીઓ સાખાઓની જેમ તેને પ્રીતિથી જોતા હતા, તે ઘણીજ રીસાએલી માનિનીઓના માનને તોડી નાંખતું હતું અને આકાશ માર્ગનો રોધ કરવા ચારે તરફ ઘેરાતું હતું. તેને જોતાં જ સાગરદત્તે વિચાર્યું કે, "આ મેઘ હમણાં જ વર્ષીને જલવડે પૃથ્વીને ડુબાવી દેશે." આવા વિચારની સાથે જ જાણે ચાતક પક્ષીઓના પાપથી પ્રેરાએલો હોય તેવો વિષમ પવન અકસ્માત્ નીકળી આવ્યો. તે પ્રબળ પવને કૃષીકારોના મનોરથની સાથે જ તે ચડેલા વાદળાઓને વીખેરી નાંખ્યા. તે જોતાં જ સાગરદત્તના હૃદયમાં જગત્‌ના સર્વ પદાર્થોની ચપળતા જાણવામાં આવી. તે સાથે જ વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી. તત્કાળ તેણે અંતઃપુરના રોધમાંથી મુક્ત થઇ ચારિત્ર લીધું અને તપસ્યા આચરી કર્મોનો નાશ કરી તત્કાળ અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું.

**ભવદેવનો શિવકુમાર રૂપે અવતાર.**

ભવદેવ દેવલોકમાંથી ચ્યવીને તેજ વિજયની અંદર આવેલ વીતશોકા નગરીમાં **પદ્મરથ** નામના રાજાની પત્ની **વનમાળા**ના ઉદરથી કુમાર રૂપે અવતર્યો. તેનું નામ **શિવકુમાર** રાખવામાં આવ્યું. તેના પિતા પદ્મરથ રાજાએ તેને સર્વ કલાઓનું શિક્ષણ આપ્યું અને જ્યારે તે યુવાન થયો એટલે તેને પચવીશ રાજકન્યાઓ સાથે પરણાવ્યો. પોતાના વૈભવને લાયક એવા સર્વ પ્રકારના મનોરથોને પ્રાપ્ત કરનાર શિવકુમાર રમણીઓના રસમાં તલ્લીન થઇ મહેલની અગાશી ઉપર ક્રીડા કરવા લાગ્યો.

**શિવકુમારને થયેલો મુનિ સાગરદત્તનો સમાગમ.**

એક વખતે મુનિ સાગરદત્ત વિચરતા વિચરતા તે વીતશોકા નગરીમાં આવી ચડયા. ત્યાં **સમૃદ્ધદત્ત** નામના એક ગૃહસ્થના ઘરમાં તેમણે ભિક્ષા લેવાને પ્રવેશ કર્યો. તે ગૃહસ્થે પ્રાસુક ભાત પાણીથી મુનિને પ્રતિલાભિત

કર્યા, તેથી દેવતાઓએ તેના ઘરમાં દાનરૂપી વૃક્ષનું જાણે પાકેલું ફલ હોય તેમ સુવર્ણની વૃષ્ટિ કરી. તે ચમત્કારને સાક્ષાત્ જોઇ મહેલના અગ્રભાગે રહેલો શિવકુમાર અત્યંત આનંદિત થઇ ગયો અને તત્કાળ આવી આહાર કરી ઉઠેલા મુનિ સાગરદત્તને તેણે વંદના કરી. મુનિએ આ મહાન્ સંસાર સાગરનું દીર્ઘપણું બતાવી તેને તરવામાં વાહાણના જેવા આર્હતધર્મનો ઉપદેશ આપ્યો. ઉપદેશ સાંભલ્યા પછી શિવકુમારે વિનયથી જણાવ્યું, "ભગવન્, મેં પૂર્વે ઘણા મુનિઓને જોયા છે. પરંતુ આપને વિષે મારૂં હૃદય વિશેષ સ્નેહ ધરે છે, તેનું શું કારણ હશે ? આપના દર્શનરૂપ-અમૃતના પાનથી મારા બંને નેત્રો તૃપ્ત થઈ ગયા છે. હવે મને સ્ત્રીના સુખરૂપી નગરની ગટરની અંદર ક્રીડા કરવાની ઇચ્છા થતી નથી." શિવકુમારના આ વચનો સાંભળી જ્ઞાની સાગરદત્ત બોલ્યા—"ભદ્ર, તું પૂર્વે મારો અનુજબંધુ હતો; તેથી મારી તરફ તારો અપૂર્વ સ્નેહ પ્રગટે છે. પ્રાયે કરીને ઋણની જેમ પૂર્વનો પ્રેમ જન્માંતરમાં પણ ત્રુટતો નથી." મુનિના આ વચન સાંભળતાં શિવકુમાર આશ્ચર્ય પામી ગયો અને તેણે ઉત્સાહથી જણાવ્યું—"મહાનુભાવ, હવે આપના આ જનને કદિ પણ દૂર રાખશો નહીં. દુર્વિનીતની જેમ મને શામાટે જુદો કરો છો ? મને સાથે રાખો. મોહના મહાસાગરમાં ડુબવાને ઇચ્છનારા એવા મને આપે હર્ષથી અહીં આવી બચાવ્યો છે. હે બંધુ, એ મોહસાગરમાં હું કંઠ સુધી મગ્ન થયો છું. હવે મારી ઉપેક્ષા શામાટે કરો છો ?" મુનિ સાગરદત્ત સ્નેહ દર્શાવતા બોલ્યા—"વત્સ, તારો વાસ રાજમહેલમાં છે, અને મારો વાસ ગુરૂકુળમાં છે, એમ જુદા જુદા સ્થાનમાં રહેનારા આપણ બંનેનો સ્નેહ કેવી રીતે વધશે ? પૂર્વભવના અભ્યાસથી જામેલી પ્રીતિને દૃઢ કરવાની તારી ઇચ્છા હોય તો માતા પિતાની આજ્ઞા મેળવી ચારિત્રનો અંગીકાર કર્ય." મુનિના આ વચનોએ શિવકુમારના હૃદયમાં ઉંડી અસર કરી તત્કાળ તે પોતાના મેહેલમાં ગયો. ત્યાં જઈ તેણે માતાપિતા પાસે વ્રત લેવાની આજ્ઞા માગી. આવી આજ્ઞા સાંભળતાં જ માતાપિતા મૂર્છા ખાઇ નીચે પડ્યા. જ્યારે તેઓ ક્ષણવારે સચેત થયા, એટલે શિવકુમાર હૃદયમાં આદર લાવી બોલ્યો—"પૂજ્ય માતા પિતા, હું મહાન્ ઉદયની ઇચ્છા રાખું છું, તેમાં આમ વૃથા ખેદ શા

માટે કરો છો? જેમાં વિષયો વિષ વૃક્ષના જેવાં છે, વનિતાઓ નરકના માર્ગની દીપિકા જેવી છે અને લક્ષ્મી વિજળીનાં જેવી ચપળ છે, તેવા આ સંસારમાં હવે મને આનંદ આવતો નથી." માતાપિતા ગ્લાનિ પામતા બોલ્યા, "વત્સ, તું અમારી આશાને શા માટે ચોળી નાંખે છે? દાવાનળની જ્વાળાની જેમ તારો વિયોગ અમારાથી ક્ષણવાર પણ સહન થવાનો નથી. તારી વધૂઓ તને અનુકુલ રહે છે; આ રાજ્યલક્ષ્મી તારે માટે સ્વયંવરા થઇ છે અને અમો બંને તારી પાસે સ્નેહથી નમ્ર થઇ રહીએ છીએ, છતાં અવસર વિના તારી આવી અભિલાષા કેમ પ્રગટ થઇ? તે કાંઈ સમજાતું નથી." માતા પિતાના આ વચનો સાંભળી શિવ–કલ્યાણની ઇચ્છા રાખનારા શિવ કુમારે તેમની પ્રસન્નતા મેળવવાને માટે જે જે તેમને કહ્યું, તે બધું તપેલા પાત્રમાં જલની જેમ વિલીન થઈ ગયું. છેવટે ઘણું કરતાં પણ માતાપિતાએ તેને દીક્ષા લેવાની આજ્ઞા આપી નહી, એટલે શિવકુમાર નારાજ થઇ ગયો. તત્કાળ તે ભોજન છોડી દઇ દેવતાઓને જીતવાની ઇચ્છા રાખનારા ચક્રીની જેમ મૌનવ્રત ધારણ કરી પૌષધાગારમાં બેશી ગયો.

શિવકુમાર ખાનપાન છોડી પૌષધગૃહમાં જવાથી રાજા પદ્મરથ ઘણોજ શોકાતુર બની ગયો. તત્કાળ તેણે દૃઢધર્મા નામના શ્રાવકને પોતાની પાસે બોલાવી આ પ્રમાણે કહ્યું,—"મહાશય, અમારો જીવનરૂપી મેહેલ તુટી પડે છે, તેમાં તમે સ્તંભરૂપ થાઓ. અમારા રાજ કુમારના મુખચંદ્રના દર્શનથી મુક્ત થયેલા અમો પ્રાણ ધારણ કરવા સમર્થ નથી. તમે અવસરના જ્ઞાતા છો, તેથી અમારો કુમાર સત્વર ખાનપાન લે, તેવો કોઇ ઉપાય કરો." 'આપની ઇચ્છા પ્રમાણે અનતું કરીશ ' એમ કહી દૃઢબુદ્ધિ દૃઢધર્મા શ્રાવક શિવકુમાર પાસે પૌષધ ગૃહમાં આવ્યો. ઇર્યાપથિકી પડિક્કમી તેણે શિવકુમારને વંદના કરવાની પ્રાર્થના કરી. 'દૃઢધર્મા શ્રાવક પોતાને વંદના કરે તે યોગ્ય નથી.' એવું વિચારી રાજકુમાર મૌન છોડી બોલ્યો. "વિવેકી બંધુ, આ શું બોલો છો? વંદના કરવાને તો મુનિઓ જ લાયક છે.

તમે પણ વ્રતધારી છો, તેથી મુનિ કરતાં તમારામાં શી ન્યૂનતા છે?" દૃઢધર્માએ પ્રૌઢતાથી કહ્યું—"ભદ્ર, પ્રવીણ થઇને આવું

કેમ બોલો છો ? સર્વ સંગનો ત્યાગ કરનાર મુનિ ક્યાં ? અને સંગથી મલિન બુદ્ધિવાળો ગૃહસ્થ ક્યાં? સમુદ્ર અને ગોષ્પદની જેમ યતિ અને ગૃહસ્થની વચ્ચે મહાન્ તફાવત છે. ગૃહસ્થ મનોનિગ્રહ કરનારો હોય તો પણ તે મુનિવરની સમાનતાને પામતો નથી. જવનો પિષ્ટ ગમે તેવો ચીકણો હોય પણ તે ગોધૂમના પિષ્ટ જેવો થતો નથી. હે મિત્ર, મેં લાંબા કાળથી ચારિત્રને ઈચ્છયું હશે, પણ ઘણા ભવ થયા તેનો અનાદર કરેલો, તેથી જાણે તે મારી ઉપર ગુસ્સે થયું હોય તેમ તે આ ભવમાં મને દુર્લભ થઇ પડયું છે." શિવકુમારે હૃદયનો આશય દર્શાવતા જણાવ્યું—"તમારૂં કહેવું સત્ય છે, પરંતુ માતા પિતાની આજ્ઞા ઉલ્લંઘન કરવી યોગ્ય નથી. માટે કદાગ્રહ છોડી દઇ ગૃહસ્થાવાસમાં રહીને પણ સ્વકાર્ય સાધો. આ સમયે પ્રાસુક અન્ન ગ્રહણ કરો. અન્ન લીધા વિના મૃત્યુ નીપજે છે અને તે મૃત્યુ શુભ કાર્યમાં વિઘ્નરૂપ થઇ પડે છે, એવું વિઘ્ન પોતાની મેળે શા માટે કરવું જોઇએ. ?" દ્રઢધર્માએ ઉપદેશના રૂપમાં સ્પષ્ટ રીતે કહી દીધું.

આ વચનોની શિવકુમારના હૃદય ઉપર સારી અસર થઇ આવી. તત્કાલ તેણે તેનું વચન માન્ય કર્યું. પ્રાયે કરીને શિષ્ટ પુરૂષો આગ્રહી હોતા નથી. ત્યારથી શિવકુમારને શ્રાવક દ્રઢધર્મા શુદ્ધ—આહાર લાવી આપતો અને છઠ્ઠને અંતે તે શિવકુમાર મુનિની જેમ આંબિલથી પારણું કરતો અને તે ઘરમાંજ રહેતો હતો. ગૌરવર્ણી સેંકડો વનિતા રૂપ પ્રદીપ્ત અગ્નિના કુંડમાં રહી પંચાગ્નિ તપ કરતાં એવા શિવકુમારે એવી રીતે બારવર્ષ નિર્ગમન કરી દીધા. શ્રાવક દ્રઢધર્માના ટેકાથી ધર્મવીર શિવકુમારે "દુષ્ટ કામદેવે મને પૂર્વભવે ઘણો હેરાન કર્યો છે." એવી ઇર્ષ્યા ધારણ કરી હોય તેમ હઠથી કામદેવને હણી નાંખ્યો હતો. છેવટે છઠ્ઠ તપથી આયુષ્ય પૂર્ણ કરી અને અવસાનકાલે મુનિ પાસેથી અનશન લઇ તે શિવકુમાર પાંચમા દેવલોકમાં વિદ્યુન્માલી નામે દેવતા થયો હતો. આ સમયે તેને ચાર દેવીઓની સાથે ક્રીડા કરતો જોઇ પૂર્વભવે શિથિલ કરી નાંખેલો કામદેવ પોતાના જીવનનો પુનર્લાભ માનવા લાગ્યો. જયારે તેના દિવ્ય આયુષ્યનો છેલ્લો ભાગ આવ્યો, તે સમયે વિહાર કરતા શ્રી વર્દ્ધમાનપ્રભુ સમતાના સ્થાન રૂપ મગધ દેશમાં આવી ચડયા. જ્યાં દેવતાઓએ રાજગૃહ નગરીની પાસે સમવસ-

રણ રચ્યું. આ ખબર સાંભળી વિદ્યુન્માલી દેવતા ભગવાનને વંદના કરવાને સમવસરણમાં આવ્યો. દેવતાઓમાં તેને વિશેષ તેજસ્વી જોઇ શ્રેણિક રાજાએ શ્રી વીરપ્રભુને પૂછ્યું, "ભગવન, આ મહાન તેજસ્વી દેવતા કોણ છે?" પ્રભુ બોલ્યા—"હે મહા ભાગ, આ દેવને ચ્યવવાનો સમય નજીક આવ્યો છે, તેથી તે અત્યારે અલ્પ તેજ વાળો છે. પરંતુ પહેલાં તો તે આથી પણ વિશેષ તેજસ્વી હતો. આ દેવનો જીવ પુર્વે વિદેહ ક્ષેત્રને વિષે **શિવકુમાર** નામે રાજપુત્ર હતો. તેણે તે ભવે મહાન દુસ્તપ તપ આચરેલું છે, તેથી સૂર્યને પણ શરમાવે તેવું તેનું તેજ દેખાય છે."

પ્રભુના મુખથી આ વચનો સાંભલી રાજા શ્રેણિકે બીજો પ્રશ્ન કર્યો. "ભગવન્, આ દેવ ચ્યવીને પછી કયાં ઉત્પન્ન થશે" પ્રભુએ ઉત્તર આપ્યો. "મહાશય, આજથી સાતમે દિવસે આ દેવ દેવલોકમાંથી ચવશે અને પછી આ રાજગૃહ નગરમાં ઋષભશ્રેષ્ટીને ઘેર **જંબૂ** નામે એક પુત્ર થશે. તે આ અવસર્પિણી કાળમાં છેલ્લા કેવળી કહેવાશે." શ્રીવીરપ્રભુના આ વચન સાંભળી સમવસરણમાં રહેલો જંબુદ્વીપનો અધિપતિ કોઇ એક દેવ ઊભો થયો અને ત્રિપદી આપી હર્ષથી નૃત્ય કરવા લાગ્યો. તેને જોઇ રાજા શ્રેણિકે વીરપ્રભુને પુછ્યું, "દેવતાઓ અને મનુષ્યોથી ભરપૂર એવી આપની પર્ષદામાં જાણે હર્ષથી પુષ્ટ થતો હોય તેવો આ દેવ એકલોજ કેમ નાચે છે?" પ્રભુએ કહ્યું, "રાજન્, આ નગરમાં **ચંદ્રગુપ્ત** નામે એક ધનાઢ્ય રહેતો હતો તેને **ઋષભદત્ત** અને **જીનદાસ** નામે બે પુત્રો હતા. ઋષભદત્ત શુભ પરિણામી અને સદ્ગુણી હતો, તેથી તેણે સત્કીર્ત્તિથી ભુવનને ઉજ્વળ કર્યા હતા અને આખા કુટુંબનો ભાર ઉપાડી લીધો હતો. અને જિનદાસ હંમેશા જુગારી અને વેશ્યામાં આસકત હતો, તેથી જાણે ઋષભદત્તથી ત્રાસ પામેલા હોય તેમ સર્વ દોષોએ તેનું શરણ લીધું હતું. અર્થાત્ તેનામાં સર્વ દોષો આવીને વસેલા હતા. સદ્ગુણી ઋષભદેવ બંધુ પ્રેમને લઇને જિનદાસને સદા હિતશિક્ષા આપતો. પરંતુ ચંદનના છાંટાથી જેમ હીંગ સુવાસિત ન થાય, તેમ તે શિક્ષાથી સુવાસિત થતો નહતો. છેવટે ઋષભદત્ત તેનાથી કંટાળી ગયો. તે સર્વ રીતે ઉપ-

દેશ આપવાને અયોગ્ય જાણી ઋષભે પોતાના સ્વજન અને રાજાની સમક્ષ તેને ઘરમાંથી કાઢી મુકયો. **ભ્રાતા પણ ગુણ વગરનો હોય તો તે શત્રુ જેવો છે.**

એક વખતે જુગારમાં હારી ગયેલા જિનદાસની પાસેથી દ્રવ્ય લેવા આવેલા બીજા જુગારીઓએ તેને પકડયો અને તેમની વચ્ચે મોટો કજીઓ થયો. છેવટે નિર્દય જુગારીઓએ તીક્ષ્ણ હથિયારોથી જિનદાસને ઘાયલ કર્યો. વિરૂદ્ધ કર્મ યોગે મર્મસ્થળમાં વાગવાથી જિનદાસ પૃથ્વી ઉપર પડી ગયો.

આ વખતે કેટલાએક સ્વજનોએ આવી આ ખબર ઋષભદત્તને આપ્યા. લોકલાજથી, દયાથી અને બંધુ પ્રેમથી પ્રેરાએલા ઋષભદત્ત જ્યાં જિનદાસ પડયો હતો, ત્યાં આક્રંદ કરતો આવ્યો. પોતાના બંધુને જોઇ મરણના ભયથી ગર્વ રહિત થઇ ગયેલો જિનદાસ રૂદન કરતો બોલ્યો—"બંધુ. મારો અપરાધ ક્ષમા કરો અને સત્વર મારી રક્ષા કરો." દયાળુ ઋષભદત્તે કહ્યું, "ભાઈ જિનદાસ, તું આમ કાયર થા નહીં, ધીરો થા. હું તને ઘેર લઇ જઇ સારા વૈદ્યોના ઉપચારથી સાજો કરીશ."

જિનદાસ બોલ્યો—"પ્રિય બંધુ, હવે મારે જીવવાની સ્પૃહા નથી. માત્ર હું તારા મુખ કમળમાંથી અંતકાળની આરાધના સાંભળવા ઇચ્છું છું. અરે! મને પશ્ચાત્તાપ બહુ થાય છે. હું નિર્મળ કુળમાં જન્મ્યો પરંતુ મેં એવા એવા કામ કર્યા છે કે જે કામો યાદ કરતાં મને અગ્નિથી પણ વધારે દાહ ઉત્પન્ન થાય છે." બંધુના આવા ઉદ્ગારો સાંભળવાથી સંતુષ્ટ થયેલો ઋષભદત્ત બોલ્યો—"ભ્રાતા, તને ધન્ય છે કે જેને આવી બુદ્ધિ ઉત્પન્ન થઇ. હવે ધીરજ રાખ, ગભરાઇશ નહીં. અંતકાલે કરેલું સુકૃત અવશ્ય ફલદાયક થાય છે. પ્રિય ભાઇ, જગતમાં આભુષણરૂપ એવા જિનેશ્વરો, સિદ્ધો, સાધુઓ અને ધર્મ તારે શરણરૂપ હો. અપરાધી પ્રાણી ઉપર પણ મૈત્રી રાખજે, તો પછી બીજા પ્રાણીઓની સાથે મૈત્રી રાખવાની શી વાત કરવી. સર્વ પાપની નિંદા કર, પુણ્યની અનુમોદના કર. પંચપરમેષ્ઠીનું સ્મરણ કર્ય. સર્વ આહાર છોડી દે. દેહની મમતા ત્યજી દે, અને શ્રમણ વીરોના ચરિત્રોની ભાવના ભાવ્ય. આ પ્રમાણે કરતાં

મોક્ષલક્ષ્મી પણ તારાથી દૂર નહીં રહે તો પછી સ્વર્ગની તો શી વાત કરવી." બંધુ ઋષભદત્તના આવા વચનામૃતથી તૃપ્ત થયેલા જિનદાસે શરીરની વ્યથા જાણી નહીં અને તે મૃત્યુને પામી અનાદૃત નામે આ દેવ ઉત્પન્ન થયો છે. તે આ દેવ પોતાના બંધુને ઘેર પુત્રરત્નનો જન્મ સાંભળી 'મારૂં કુલ નિર્મળ થયું છે' એમ ઉલ્લાપ કરતો નૃત્ય કરે છે." શ્રી વીર પ્રભુના મુખથી આ વૃત્તાંત સાંભળી શ્રેણિક રાજા ખુશી થઇ ગયો. તત્કાલ પ્રભુને વંદના કરી પોતાના રાજગૃહ નગરને શ્રેષ્ટ માનતો તે શ્રેણિક રાજા પોતાના મહેલમાં ગયો, અને તે મહેલ ઉપરથી પ્રીતિવડે ઋષભદત્તના ઘરને જોવા લાગ્યો,





# પ્રકરણ ૩ જું.

પૂર્વે તેજ રાજગૃહ નગરમાં એક વખતે સુધર્મા ગણધર આવ્યા હતા. તે ખબર સાંભળી ઋષભદત્તની સ્ત્રી ધારિણીના મનમાં વિચાર આવ્યો કે, "મેં મારા સ્વામી પાસેથી તે તે સર્વ પ્રસાદ પ્રાપ્ત કર્યા, પરંતુ મને એક પુત્રરૂપ પ્રસાદ પ્રાપ્ત થયો નથી. તે મેળવવાને માટે મેં સર્વ ઉપાયો કર્યા, પરંતુ કોઇ ઉપાય ફળીભુત થયો નહીં. હવે હાલ કલ્પવૃક્ષના જેવા સુધર્મા ગુરૂ ઉદ્યાનમાં પધાર્યા છે, તો હું તેમને વંદના કરૂં કે જેથી સત્વર મારા મનોરથની સિદ્ધિ થાય." આ પ્રમાણે વિચાર કરી પુત્ર રૂપી સૂર્ય વિના ખેદરૂપી અંધકારવડે જેનું મુખકમળ ગ્લાનિ પામેલું છે, એવી ધારિણી તત્કાળ તાવદાનમાં બેશી તે ગણધર મુનિને વંદના કરવા ઉદ્યાનમાં આવી. પછી શુદ્ધ હૃદયથી તેણીએ તે મહાનુભાવને વંદના કરી. આ સમયે કોઇ સિદ્ધપુત્રે તે ગણધરને શાશ્વત એવા જંબૂવૃક્ષ સંબંધી પ્રશ્ન કર્યો. મહાનુભાવ ગણધરે પછી શાશ્વત જંબૂવૃક્ષનું વર્ણન નીચે પ્રમાણે કહી બતાવ્યું.

**જંબૂકુમારનો ઉત્પત્તિનો પ્રસંગ.**

ઉત્તર કુરૂક્ષેત્રના પુર્વાદ્ધમાં સીતા નદીથી પૂર્વ દિશાના ભાગને વિષે જંબૂવૃક્ષનું પીઠ આવેલું છે. તે જાંબૂનદ સુવર્ણનું બનેલું છે. તેની લંબાઇ અને પોહોળાઈ પાંચસો યોજનની છે. તેનો પરિધિ તેનાથી ત્રણ ગણો છે. તેનો પિંડ બાર બાર યોજનનો છે અને અંદરનો ભાગ તથા પ્રાંત ભાગ બે ગવ્યૂતનો છે. જાણે દેવતાઓની ક્રીડા સખી હોય તેવી બે કોશ ઉંચી, પાંચસો ધનુષ્ય વિસ્તારવાળી અને મણિમય એવી પદ્મવેદીથી તે વીંટાએલું છે. તે પીઠની ચારે દિશાઓમાં ચાર દ્વાર આવેલા છે, તે દ્વાર તોરણ, ધ્વજા અને કલશોથી સુશો-

**શાશ્વત જંબૂવૃક્ષનું વર્ણન.**

ભિત છે. તેમજ તે બે કોશ ઊંચા, ગવ્યૂતિ પ્રમાણ વિસ્તારવાલા અને ઊંચી જાતના રત્નોની કાંતિવાળા છે. તે પીઠની મધ્યે જાણે જંબૂવૃક્ષની આસનભૂમિ હોય, તેવી એક મણિમય પીઠિકા છે, તે ચાર યોજન ઊંચી અને આઠ યોજન વિસ્તારવાળી છે. તે પીઠિકા ઊપર જંબૂવૃક્ષ રહેલું છે. તેના મૂલીયા થડીયા અને કન્દ હીરા, વૈડૂર્ય તથા રિષ્ટ જાતના મણિઓના બનેલા છે. તેની ઉપલી શાખાઓ રૂપેરી છે. બીજી શાખાઓ તથા પ્રશાખાઓ સોનાની છે. તેના દલ વૈડૂર્ય મણિના છે, ડીંટ તપાવેલા સુવર્ણના છે, પુષ્પો તથા ફલો રત્નોના છે. અને પલ્લવો જાંબૂનદ–સુવર્ણના છે. તેની આસપાસ બાર વેદીઓ આવેલી છે. તે ભૂમિમાં બે કોશની ઊંડાઈમાં છે, તેની બે યોજનની ઊંચાઇ છે. તેના વિશાળ થડીઆ બે કોશ સુધી આવેલા છે. તેની ચાર શાખાઓ ચારે દિશાઓમાં આવેલી છે. તેઓમાંની એક ઉંચે ગયેલી શાખા છ યોજન ઉંચી છે. તેની ઉપર એક જિનાલય આવેલું છે. પૂર્વ દિશામાં આવેલી શાખા ઉપર **અનાદૃત** દેવનું એક કોશ પ્રમાણનું ભવન છે. બાકીની ત્રણ શાખાઓમાં તેટલાજ પ્રમાણવાળા બીજા ત્રણ પ્રાસાદો છે. આઠ યોજન વિસ્તાર અને ઊંચાઇવાળા તે જંબૂવૃક્ષ ઉપર પક્ષીઓના માળાની જેમ દેવતાઓના શાશ્વત ભૂવનો આવેલા છે. તે જંબૂવૃક્ષથી અર્ધા પ્રમાણવાળા બીજા એકસોને આઠ જંબૂવૃક્ષો તેની આસપાસ વીંટાઇ રહેલા છે. તેથી જાણે ન્યૂનતાવાળા શિષ્યોથી વીંટાઇ રહેલા ગુરૂના જેવા તે દેખાય છે. સામાનિક દેવતાને ઊચિત એવા ચારહજાર જંબૂવૃક્ષોથી અનાદૃત દેવના ભુવનની વાયવ્ય વગેરે ત્રણ દિશાઓ રૂંધાએલી છે. પૂર્વ દિશામાં એ દેવતાઓની અગ્ર પટરાણીઓના ચારહજાર જંબૂવૃક્ષો આવેલા છે. અગ્નિ દિશામાં અંતરપરિષદ્ દેવતાઓના આઠ હજાર જંબૂ આવેલા છે. દક્ષિણ દિશામાં તેમની દેવીઓના દશ હજાર જંબૂવૃક્ષો આવેલા છે. નૈર્ઋત દિશામાં બાહ્ય સભાસદ્ દેવતાઓના બારહજાર જંબૂવૃક્ષો આવેલા છે. અને પશ્ચિમ દિશામાં સેનાપતિ દેવતાઓના સાત જંબૂવૃક્ષો આવેલા છે. આ પ્રમાણે તે મુખ્ય જંબૂવૃક્ષનો બીજો પરિચય ( પરિધિ ) જાણવો. ત્રીજા પરિધિમાં આસપાસ શરીરની રક્ષા કરનારા દેવતાઓના સોળ હજાર જંબૂઓ છે. અને તેમાં બીજા ત્રણ પરિક્ષેપ ( પરિધિ છે. ) તેઓમાં

પહેલા પરિધિમાં બત્રીશ લાખ, બીજામાં ચાલીશ લાખ અને ત્રીજા પરિધિમાં અડતાલીશ લાખ જંબૂવૃક્ષો રહેલા છે. એકંદર તે એક કોટી, વીશ લાખ, પચાશ હજાર અને એકસોને વીશ શાશ્વત જંબૂવૃક્ષોનું પ્રમાણ થાય છે. ”

**ધારિણીના ઉદરથી જંબૂકુમારનો જન્મ.**

આ પ્રમાણે ગણધરના મુખથી આગમના વચન રૂપ અમૃતની નીકનું પાન કરી ધારિણીએ જાણે લાભ ઉપર લાભ થયો હોય, તેમ અધિક સંતોષ પામી ગુરૂને પુનઃ વંદના કરી. આ સમયે ધારિણીએ પોતાને પુત્ર થવાનો ઉપાય પુછયો. તે સાંભળી મર્યાદાના ભેદની શંકા રાખનારા ગણધર કાંઇ પણ બોલ્યા નહીં. **યતિઓને વચનગુપ્તિ મુખ્યપણે રહેલી હોય છે.** ગણધર જ્યારે કાંઇ પણ બોલ્યા નહીં, ત્યારે તત્કાળ સિદ્ધપુત્ર વચ્ચે બોલી ઉઠયો—“ હે વિદુષિ, સર્વ વિરત મુનિઓ એ વિષયમાં તને કાંઇ પણ કહેશે નહીં. તે વિષે હુંજ તને કહીશ, કારણ કે હું દેશ વિરત છું. ભદ્રે, તું પંચપરમેષ્ઠીના સ્મરણમાં સદા લીન રહી એક સો આઠ આચામ્લ તપ કરજે. તે તપને અવસાન સિંહના સ્વપ્નથી તને પુત્ર થશે. ” સિદ્ધપુત્રના આ વચન સાંભળી ધારિણી ઘણોજ આનંદ પામી. તત્કાળ ઘેર આવી તેણીએ આ આચામ્લ તપ કરવા માંડયું. છેવટે તે તપના પ્રભાવથી તેના ઉદરમાં પેલા વિદ્યુન્માલીનો આત્મા પ્રગટ થયો. સિંહનું સ્વપ્ન આવતાં સિદ્ધપુત્રના વચન ઉપર તેણીને પૂર્ણ પ્રતીતિ આવી ગઈ. મલય ગિરિના પવનનો સ્પર્શ થયા શિવાય કોઇ પણ માણસ વસંત રૂતુના ઉદયની પ્રતીતિ કરતું નથી. સમય પ્રાપ્ત થતાં જેમ પ્રકાશમાન વંશની [1] યષ્ટિ સાચા મોતીને જન્મ આપે તેમ ધારિણીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. જે પુત્ર રત્નને સિદ્ધિ રૂપી વધૂ બીજા પર રૂચી નહીં રાખતાં અલ્પ કાળમાંજ પોતાના મસ્તક ઉપર ધારણ કરવાની છે. માતાપિતાએ મહોત્સવ પૂર્વક તેનું નામ જંબૂ પાડયું,

---

૧ વંશની લાકડી. તેની અંદર સાચા મોતી પાકે છે, એવી લોકની માન્યતા છે.

કારણ કે, ગણધર ભગવાન્ પાસે શાશ્વત જંબૂના પ્રસંગમાં તેને મેળવવાનો ઉપાય કર્યો હતો. જંબૂકુમારને તેના પિતાએ શિશુ વયમાંથીજ કલા ગુરૂ પાસે મોકલી સર્વ કળાઓ શીખવી. જ્યારે તે યૌવનવયમાં આવ્યો ત્યારે સર્વ જનો તેને મૂર્ત્તિમાન્કામદેવજ માનવા લાગ્યા.

**જંબૂ કુમારને પ્રાપ્ત થયેલી આઠ કન્યાઓ.**

સમુદ્રશેઠને પદ્માવતી સ્ત્રી થકી **સમુદ્રશ્રી** નામે એક પુત્રી થઇ હતી. ધનવાન્ સમુદ્રદત્તને કમળમાળાના ઉદરથી **પદ્મશ્રી** નામે પુત્રી થઇ હતી. સાગરદત્તને વિજયશ્રી સ્ત્રી થકી **પદ્મસેના** નામે પુત્રી થઇ હતી અને કુબેરદત્ત શ્રેષ્ઠીને જયશ્રી થકી **કનકસેના** નામે પુત્રી હતી. આ ચારે પુત્રીઓ પૂર્વ ભ વિદ્યુન્માલીની સ્ત્રીઓ હતી. તેઓ જાણે ભવાંતરે પણ પોતાના પ્રિયતમની ઉપાસના કરવા ઇચ્છતી હોય તેમ રાજગૃહ નગરીમાં અવતરી હતી. તે શિવાય કુબેરસેન થકી કમળવતીએ નભઃસેના નામની એક પુત્રીને જન્મ આપ્યો હતો. શ્રમણદત્ત થકી સુષેણા સ્ત્રીએ કનક જેવી કાંતિવાળી **કનશ્રી નામની** પુત્રીને જન્મ આપ્યો. હતો. સુષેણ શેઠ થકી વારિમતી સ્ત્રીના ઉદરમાંથી **કમળવતી** નામે સુતા થઇ હતી અને વસુપાલિત નામના ગૃહસ્થની સ્ત્રી જયસેના થકી **જયશ્રી** નામે પુત્રી થઇ હતી. આ આઠ કન્યાઓ કે જેઓ કળાનું જ્ઞાન મેળવી તારૂણ્ય વયમાં આવી હતી, તેમને તેમના પિતાઓએ ગુણ રૂપી રત્નોની ખાણ રૂપ એવા જંબૂ કુમારને આપી હતી.

**જંબૂ કુમારને થયેલો સુધર્મા ગણધરનો સમાગમ.**

એક સમયે સૂર્યની જેમ ગાયોથી[1] તમને ક્ષોભ પમાડનારા અને જગતની જડતાને ભેદનારા શ્રી સુધર્મા ગણધર રાજગૃહ નગરીના વનમાં આવી ચડયા. તે ખબર સાંભળી રાજગૃહ નગરીના વિનીત અને ભાવિક લોકો[2] ઘન તાપને ભેદનારા તે મહાત્માની સેવા કરવા વનમાં આવ્યા. તે

૧ સૂર્ય પક્ષે ગાયો એટલે કીરણો અને ગણધર પક્ષે ગાયો એટલે વાણીઓ, સુર્ય પક્ષે તમ—એટલે અંધકાર અને ગણધર પક્ષે અજ્ઞાન.

૨ ધાટો તાપ.

સમયે રૂષભદત્તના પુત્ર જંબૂકુમાર પણ હર્ષને ધારણ કરતાં તે સ્થળે આવ્યા. મુખચંદ્રમાંથી ઉદય પામતી દાંતોની કાંતિથી જાણે પર્ષદામાં અવસર વિના પણ કૌમુદી[3] પર્વ પ્રસારતા હોય તેમ તે ગણધર ભગવાન મધુર સ્વરથી નીચે પ્રમાણે ઉપદેશ વાણી બોલ્યા.

**સુધર્મા ગણધરનો ઉપદેશ.**

"ભવ્યજનો, આ સંસાર એક મહાન્ વિષવૃક્ષ છે. આશારૂપી તેના દૃઢ મૂલિયા છે, કુબોધરૂપી તેના થડીઆ છે, કષાયરૂપી તેને શાખાઓના સમૂહ છે, પ્રમાદથી તે પલ્લવિત થયેલું છે તેમાં વ્યસનરૂપી મોટાં પત્રો છે, વિષયરૂપી છાયાથી તે વિવેકરૂપી ઝાકળના સમૂહને વારે છે, અપયશરૂપી તેને પુષ્પો છે અને તેને દુર્ગતિરૂપ ફલો છે. જેઓ જિનશાસનરૂપી વનની અંદર રહેલ વિચારરૂપી કલ્પવૃક્ષને પ્રાપ્ત થયેલા નથી, તેઓના મનના તાપનુંજ એ સંસારરૂપી વિષવૃક્ષ પોષણ કરે છે, વળી જે જડ પુરૂષો એ વિષવૃક્ષને ઉછેરી મોટું કરે છે, તેઓ એનાથીજ અચેતન થઇ જાય છે, તેથી કુશળ પુરૂષોએ તપરૂપી કુહાડાવડે એ સંસારરૂપી વિષવૃક્ષનું છેદન કરવું જોઇએ."




૩ કૌમુદી પર્વ—દીપોત્સવીનું પર્વ અથવા ચાંદનીનો ઉત્સવ.



# પ્રકરણ ૪ થું.

ગુરૂનું આ ઉપદેશ વચન વાપિકાના જળની જેમ સભ્ય જનોના શ્રવણરૂપી નીકનો સ્પર્શ કરી જંબૂકુમારના હૃદયરૂપી કયારામાં વિશ્રાંત થઇ ગયું. તત્કાળ જંબૂકુમારે વિનયથી જણાવ્યું. " ભગવન્, હું મારા માતા પિતાની રજા લઇ આપની પાસે મહાવ્રત ગ્રહણ કરીશ, આપ મને અટકાવશો નહીં." ગુરૂએ તેની ભાવના જોઇ સંમતિ આપી. તે પછી જંબૂકુમાર રથમાં બેશી નગર તરફ ઉતાવળો ચાલતો થયો. તેવામાં ગજેંદ્રો અને અશ્વોના ટોળાથી રૂંધાએલો નગરનો દરવાજો તેના જોવામાં આવ્યો. તે જોતાં તેના મનમાં આવ્યું કે, અહિં ઉભા રહેવાથી ઘણો વખત થઇ જશે અને વિલંબ થઇ પડશે, તેથી તે બીજે દરવાજે ગયો, ત્યાં પણ યંત્રથી પાષાણના ગોળા અને બાણોની વૃષ્ટિનો ઉપદ્રવ તેના જોવામાં આવ્યો. આ દરવાજે જઇશ તો વ્રતનું સુકૃત કર્યા શિવાય મારૂં મરણ થશે.' આવું વિચારી તે સત્વર પાછો ફર્યો અને ગુરૂની પાસે આવ્યો, વિષય ઉપર કંટાળો ગયેલા તે જંબૂકુમારે ગુરૂની સમક્ષ પ્રસરતા કામદેવરૂપી સમુદ્રના સેતુ જેવું અને સર્વ તપમાં અગ્રેસર એવું ચોથું વ્રત (બ્રહ્મચર્ય) લીધું. તે વખતે ગુરૂએ તેને ઉત્સાહિત કરવા આ પ્રમાણે કહ્યું, "વત્સ, કામદેવને યોગ્ય એવી યુવાવસ્થામાં તને આવી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી તું વીર પુરૂષોમાં અગ્ર રેખાને પ્રાપ્ત થયો છે. ગુરૂના વચનો કોના શ્રવણમાં પ્રવેશ અને નિર્ગમ નથી કરતાં, પરંતુ જેઓના મનમાં તે વચનો સ્થિરવાસ કરીને રહે છે, તેવા પુરૂષો વિરલા હોય છે." ગુરૂના ઉત્સાહ ભરેલા આ વચનો સાંભળી જંબૂકુમાર વધારે ઉત્સાહિત થઇ ગયો. ગુરૂના ચરણ કમળના વિરહને સહન

**જંબૂકુમારનો દૃઢ વૈરાગ્ય અને દીક્ષા માટે પ્રયાસ.**

કરવા અશક્ત એવો તે વ્રત લેવા માટે માતાપિતાની આજ્ઞા મેળવવાને ફરીવાર પોતાને ઘેર આવ્યો. તેણે માતાપિતાની આગળ પોતાની ઇચ્છા પ્રગટ કરી. કદિ પૂર્વે નહીં સાંભળેલો પુત્રનો આ દીક્ષાભિલાષ સાંભળી માતાપિતાના હૃદયમાં અપૂર્વ આધિ ઉત્પન્ન થઇ આવ્યો. તત્કાળ તેઓ ગદ્‌ગદ્ કંઠે બોલ્યા—"વત્સ, શું અમારો કાંઇપણ અવિનય તારા જોવામાં આવ્યો છે? કે, જે ઉપરથી જાણે અમે અપરાધી થયા હોઇએ, તેમ તું અમારો ત્યાગ કરવા ઇચ્છે છે? હે વિનીત પુત્ર, જેમ મોતી અગ્નિના દાહને, કદલી કરવતને, નવનીતનો પિંડ સૂર્યના કિરણોના સ્પર્શને, રેશમી વસ્ત્ર જમીનના પ્રક્ષેપને, રૂ વાયુના ઝપાટાને, કુંપળ જલના વેગને, શંખનું કંકણ ઘણના ઘાને, દૃષ્ટિ મરચાના ચૂર્ણને, અને તંતુ સૂત્ર હાથીના બંધનને સહન કરી શકે નહીં, તેમ આ તારો કોમળ દેહ સંયમના કલેશને સહન કરી શકશે નહીં." જંબૂકુમારે નમ્રતાથી જણાવ્યું—"પૂજ્ય માતા પિતા, તમોએ મારો કાંઇ પણ અવિનય કર્યો નથી. આ સંસારે જ મારો અપરાધ કર્યો છે, માટે હું તેને છોડી દેવા ઇચ્છું છું. "હું કોમળ છું, તેથી દીક્ષા શી રીતે લઇ શકીશ" એવી ચિંતા મારા હૃદયમાં જરા પણ થતી નથી. મહાન્ સુભટો રણભૂમિમાં આવાજ શરીર ઉપર શસ્ત્રોના ઘા સહન કરે છે."

"પુત્ર, જેમ તેં બાલ્યાવયમાં બાલ ક્રીડાનું કૌતુક પૂરૂં કર્યું, તેમ હવે યૌવન વયમાં વિવાહનું કૌતુક કેમ પૂરૂં કરતો નથી! તારા સહિત ચંદ્રની જેમ તને ૧ દારાસહિત ક્યારે જોઇએ? એ અમારી આશારૂપી લતાને આવા કટુવચન રૂપ હિમથી શામાટે બાળી નાંખે છે? જો તું માતા પિતાનો ભક્ત હો તો હમણાં આ કદાગ્રહને છોડી દે. સંતાનનું મુખ જોયા પછી વૃદ્ધાવસ્થામાં જેમ યોગ્ય લાગે તેમ કરજે" માતા પિતાએ પોતાના હૃદયનો આશય દર્શાવતાં કહ્યું.

"પૂજ્ય, હું હમણાંજ ચોથું શીળવ્રત લઇ ચુકયો છું. હવે મારાથી નિયમનો ભંગ થશે નહીં. નિયમનો ભંગ કરવામાં કુલીન પુરૂષોની યોગ્યતા ચાલી જાય છે. શું કોઇપણ માણુસ ઘણાં ભોગ ભોગવીને ક્યારે તૃપ્તિ પામ્યો છે? તમો બંને વિદ્વાન્ છો, તે છતાં

૧ સ્ત્રી સહિત.

વિષયો તમારી બુદ્ધિને ફેરવી નાંખે છે, એ આશ્ચર્યની વાત છે. તથાપિ તમારા પ્રેમની ખાતર હું એક દિવસ વિવાહનો અનુભવ કરી પછી બીજે દિવસેજ દીક્ષા ગ્રહણ કરીશ. મારો આ ખાસ નિયમ છે." જંબૂ કુમારે પોતાનો શુદ્ધ આશય દર્શાવી દીધો.

પુત્રનો આ નિયમ સાંભળી માતાપિતાએ વિચાર્યું કે, " આ જંબૂકુમાર આમ કહે છે પણ છેવટે આપણે ફાવી જઇશું. પ્રેમમાં ઘેલી બનેલી મહિલાઓ શીલ રત્નની ચોરનારી થાય છે. જે પુરૂષ નવ યૌવનના નારીઓથી વીંટાએલો થઇ પછી બ્રહ્મચર્ય લેવાની ઇચ્છા રાખે, તે જડ છે. પ્રથમ જ નદીના પૂરમાં આવી ગયેલો કોઇ પણ માણસ શું તણાયા વગર રહી શકે છે? આ જંબૂ કુમારને આઠ સ્ત્રીઓરૂપ બેડીઓમાં બાંધ્યો હોય અને પછી આપણ તેની ઉપર પહેરાગીરો થઇ જાગ્રત રહીશું તો પછી તે દીક્ષાલેવા શીરીતે જઈ શકશે? આવું યૌવન, વય, આવું ધન, આવું રૂપ અને તેવી આઠ વધૂઓ, તેઓમાંથી એક એક પણ વિકારને માટે થાય છે તો પછી એ સર્વનો સમુદાય મળ્યો હોય તો શું પુછવું?" આ પ્રમાણે વિચાર કરી માતાપિતાએ જંબૂકુમારના વિવાહની સામગ્રી તૈયાર કરવા માંડી. આ સમયે ભવિષ્યનો વિચાર કરનાર જંબૂ કુમારે પોતાનો દીક્ષા સંબંધી અભિપ્રાય પોતાના શ્વસુર વર્ગને જણાવ્યો. જેમની તત્ત્વ બુદ્ધિ ગલિત થઇ ગઇ છે એવો શ્વસુરવર્ગ તે સાંભળતાંજ જાણે ભ્રાંત અને મૂઢ થઇ ગયો હોય, તેમ તે ઉંડા વિચારમાં પડી ગયો અને 'હવે શું કરવું?' તેને માટે ચિંતા કરવા લાગ્યો. તેમણે જંબૂકુમારનો અભિપ્રાય પોતાની કન્યાઓને જણાવ્યો ત્યારે ઉચ્ચ આશયવાલી કન્યાઓએ કહ્યું. "પૂજ્ય વડિલો, આ આખા જંબૂદ્વીપમાં જંબૂકુમારને જીતે તેવા ગુણ ધારાવનાર બીજો કયો પુરૂષ છે? અમારે તો એ જંબૂ કુમારનુંજ શરણ હજો. જો જંબૂ કુમાર ન મળે તો પછી અમારે મરણનુંજ શરણ હજો? એમાં શો વિચાર કરો છો? તે જંબૂકુમાર કાંતો અમોને પોતાને માર્ગ લઇ જશે અથવા કાંતો અમે તેમને અમારે માર્ગે લઇ જઇશું, કોણ કોને જીતે છે? તે હવે તમારે જોવાનું છે. વળી યાદ રાખજો કે જ્યાં સુધી તે અમારા વિષયમાં નથી આવેલ ત્યાં સુધીજ તે યોગી છે, જ્યાં સુધી અગ્નિની શિખા દૂર છે, ત્યાં સુધીજ મદન

(મીણ) ની દૃઢતા ટકી રહે છે. ચૂનો ઉજ્વળ છે, પણ જ્યારે તે નાગવલ્લીના પત્ર સાથે મલે એટલે તે લાલરંગને પ્રગટ કરે છે. તેથી હે વડિલો, તમે મનમાં શામાટે ખેદ કરોછો? એ કુમારને અમારો પ્રસંગ થવાદો, પછી શું થાય છે. તે જોઇ લેજો."

ચતુર કન્યાઓના આવા વચનો સાંભળી તે જંબૂકુમારનો શ્વસુરવર્ગ નિશ્ચિંત બની ગયો અને તત્કાલ તેમણે વિવાહનો સમારંભ કરાવવા માંડયો. જાણે કૌતુકથી હોય તેમ લગ્નનું મુહૂર્ત્ત આવી પોહોંચ્યું. "ગુરૂજનના વચનરૂપ જલવડે જંબૂકુમાર જરા પણ ભેદ પામશે નહીં." એવી બુદ્ધિ જાણે ધારણ કરતી હોય તેમ મદ ભરેલા લોચનવાળી મહિલાઓ વરના અંગ ઉપર તેલ મર્દન કરી અભ્યંગ સ્નાન કરાવવા લાગી. પછી તે ઉપર પીઠી ચોળી. તેથી જાણે પોતાના મનની જેમ બાહેર પણ તે નિઃસ્નેહપણું જણાવતા હોય તેમ વરરાજા વિશેષ દીપવા લાગ્યા. તે પછી વરરાજાને કસુંબી વસ્ત્રો પેહેરાવ્યા. તે જાણે તેને સંસારમાં વાસ કરાવવાને માટે વનિતાઓએ આપેલા રાગે તેની સર્વ તરફ વીંટાળી લીધા હોય તેમ તે દેખાતા હતા. અબળાઓથી નહીં જીતાએલા તે વરરાજાના નવ અંગમાં તિલક કરવામાં આવ્યા, તે જાણે તેનો પરાભવ કરવાને આવનારા કામદેવરૂપી ચક્રવર્ત્તીએ અગાઉથી પોતાના નવ નિધિઓ મોકલ્યા હોય તેમ તે દેખાતા હતા. ત્રાકની અંદર રહેલા સૂત્રના તંતુઓથી વરરાજાનો સ્પર્શ કરવામાં આવ્યો, તે વખતે વરરાજાએ વિચાર્યું કે, "શું આ ત્રાકનું સૂત્ર બીજા સામાન્ય માણસની જેમ મને પણ ભ્રમના રસનું શિક્ષણ આપશે?" જ્યારે વનિતાઓએ ક્ષણવાર તેને વાનામાં નાંખ્યો ત્યારે તેણે વિચાર્યું કે, "આ સ્ત્રીઓ કે જેઓ કર્યું ન કર્યું કરનારી છે, તેમને એક ક્ષણ પણ લાગશે નહીં." પછી યુવતિઓ કામદેવના મધુર ગીત ગાતી ગાતી સૈકડો કલશવડે વરરાજાને ન્હવરાવા લાગી. તે જાણે તેઓ તેના શરીરમાં રહેલા વૈરાગ્ય ધોઇ નાંખવા ઇચ્છતી હોય તેમ દેખાતી હતી. તે પછી વડીલ સ્ત્રીઓના કહેવાથી યુવતિઓએ ગંધકષાયીવડે વરરાજાના અંગ ઉપરથી [1]જલનો સંગ દૂર કર્યો, અને તે સાથેજ

[1] સંસ્કૃતમાં લ અને ડ સરખા ગણાય છે, તે ઉપરથી जल ને ઠેકાણે जड् શબ્દ લેતાં જડનો યોગ એવો અર્થ પણ થાય છે.

તેના હૃદય ઉપર જાણે કામદેવના બાણુ હોય તેવી પુષ્પમાળાઓ આવી પડી. ત્યારબાદ તેના શરીર ઉપર ચંદનનો લેપ કરવામાં આવ્યો તે જાણે "હું તારી સમીપ હાજર છું, તું કોઇ જાતનો ભય રાખીશ નહીં" તેવી મૈત્રી બતાવવાને શુક્લધ્યાન તે ચંદનના મિષથી તેના શરીરને આલિંગન કરતું હોય તેમ તે દેખાવા લાગ્યું, તે પછી જે [૨]સદશ-દશા સહિત હોય તે વીરાગી હોય અને જે દશા રહિત હોય તે રાગી હોય, તે બંનેનો યોગ કરવો કેમ સંભવે ?" આવા વિચારથી તે વરરાજાએ દશા-છેડાવાલા બે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં. બીજી જાતના વસ્ત્રો ધારણ કર્યા નહીં. એવી રીતે અંતરમાં ગુરૂના ઉપદેશથી અને બાહેર આભૂષણોથી સુશોભિત એવો વરરાજા જંબૂકુમાર તેજોમય બની ગયો. તે વખતે જાણે તે જોઇ નિરાશ થયું હોય તેમ મોહરૂપ અંધકાર તેનાથી દૂર ચાલ્યું ગયું.

**જંબૂકુમારનો વરઘોડો.**

પોશાક પેહેર્યા પછી વરરાજા એક ચપળ ઘોડા ઉપર બેઠા અને તે ચપળ અશ્વને વશ કરી સરળ માર્ગે દોરી ગયા. તે વખતે જાણે વધારે ચપળ એવા પોતાના મનને વશ કરવાનો અભ્યાસ કરતા હોય તેમ તે દેખાતા હતા. જાણે કામદેવની મૈત્રીથી તારા સહિત ચંદ્રના કિરણો તેને જીતવાને આવ્યા હોય તેમ તેના શિર ઉપર આવેલા મયૂર પિચ્છના છત્રની અંદર મોતીએ જડેલી બાપો શોભતી હતી. તેની આસપાસ ગીતોના ધ્વનિ, વાજીત્રોના નાદ અને વનિતાઓના ફટાણાના અવાજો થતા હતા. તેને વરરાજા કામદેવની સેનાનો કલકલ ધ્વનિ માનતા હતા. તેથી તેની તરફ તે વિશેષ તિરસ્કાર બતાવતા હતા. આ પ્રમાણે વરરાજાનો વરઘોડો માર્ગે ચાલતો હતો, તે વખતે માર્ગે જોવા એકઠી મળેલી નગરની સ્ત્રીઓ તે વરરાજાની દ્રષ્ટિ શમતામાં મગ્ન હોય તેવી જોઇ પરસ્પર ચપળ દ્રષ્ટિ કરી નીચે પ્રમાણે વાર્તાલાપ કરવા લાગી તે વરરાજાના સાંભળવામાં આવ્યો.

"બેન, અમારા સાંભળવામાં આવ્યું છે કે, તે કન્યા પણ આ તેના વરની સાથે દીક્ષા ગ્રહણ કરશે." "એ અસંભવિત છે. કારણકે, ત્રણ

---

૨ અહિં 'દશા' એટલે સ્થિતિ અને વસ્ત્રપક્ષે 'દશા' એટલે છેડા એમ બે અર્થ થાય છે.

જગતને જીતનારો કામદેવ વિજયી થયા વગર રહેતો નથી." "આ વરરાજાએ જેવી રીતે રૂપથી કામદેવને જીતી લીધો છે, તેવી રીતે તે સ્ફુર્તિથી પણ કામદેવને જરૂર જીતી લેશે," "અરે નહીં નહીં, તેને અનુસરનારી સ્ત્રીઓથી કયો યુવાન પુરૂષજીતાતો નથી ?"

આ પ્રમાણે વાર્તાલાપ સાંભળતો જંબૂકુમાર પોતાના હૃદયમાં ઇષ્ટ અર્થને ધારણ કરતો અને અનિષ્ટ [1] અર્થ યાચકોને આપતો આગળ ચાલ્યો.

**લગ્નમંડપનું વર્ણન.** ત્યાં જાણે વિમાન હોય તેવો એક મનોહર મંડપ તેના જોવામાં આવ્યો, તેની ઉપર ધ્વજા ફરકતી હતી. તે ધ્વજારૂપી હાથવડે જાણે તે મંડપ કામદેવને આ પ્રમાણે કહી બોલાવતો હતો. કે "હે કામદેવ, તું હવે દીગ્વિજય કરવો છોડી દે. જે પુરૂષ તારૂં નામ સહન કરી શકતો નથી. તે પુરૂષ અત્યારે અહિં આવેલો છે." તે મંડપમાં કરેલી રકત વસ્ત્રની રચનાઓ રાગરૂપી સમુદ્રની લહરી ના જેવી દેખાતી હતી. તેના દ્વાર ઉપર બાંધેલા મણિમય તોરણો જાણે કામદેવના ધનુષ્ય હોય તેવા દેખાતા હતા. તેના સ્તંભ ઉપર સુવર્ણની પુતલીઓ ગોઠવેલી હતી. તે જાણે 'આ વરરાજા માનુષી સ્ત્રીઓથી અજેય છે,' એમ ધારી કામદેવે ત્યાં અપ્સરાઓને એકઠી કરી હોય તેમ તે દેખાતી હતી. [1] તેની અંદર ઝાલરોને વિષે મુકતા-મોતિઓ પણ બંધનને પ્રાપ્ત થયા હતા અને ત્યાં ચંદ્રોદય (ચંદરવો) છતાં પણ મોહરૂપી અંધકાર વધતું હતું, અને તેની અંદર કુંકુમના જલથી છંટાએલી ભૂમિ રાગમય બનીગઇ હતી. આવા સુંદર મંડપના દ્વાર આગળ આવી વરરાજા જંબૂકુમાર ક્ષણવાર ઉભા રહ્યા.

**વરરાજાનું પુંખાણું.** આ વખતે વરરાજાને પુંખવાનો વિધિ શરૂ થયો. કોઇ સુંદર દાંતવાળી સ્ત્રી વરરાજાને અર્ઘ આપવા લાગી, ત્યારે વરરાજાએ મનમાં તર્ક કર્યો કે, "આ મારા શત્રુના પક્ષની સ્ત્રી અર્ઘથી પૂજા કરી

---

૧ અહિં અર્થ એટલે દ્રવ્ય સમજવું.

૧ મુકતા મુકત થયેલાને બંધન થવું અને ચંદ્રનો ઉદય છતાં અંધકારનું વધવું એ વિરોધાભાસ છે.

મને આ સંસાર સાગરમાં નાંખવાની ઇચ્છા રાખે છે. વળી આ બાલા રવૈયાથી ત્રણવાર મસ્તક ઉપર સ્પર્શ કરવાનો આચાર કરે છે, પરંતુ તે આચારને બાને મારા લલાટમાં વિધિએ સ્વહસ્તે લખેલા દીક્ષાના અક્ષરોને ભુંસી નાંખવા ઇચ્છતી હોય, તેવી દેખાયછે. જ્યારે હાથમાં પોશરૂં, રવૈયો અને મુશળ લઇ તેણી પુંખવા લાગી ત્યારે શમતારસિક વરરાજાએ વિચાર્યું કે "આ પોતેજ કામદેવનો સુભટ થઇ આવી લાગે છે." પછી તે વનિતાએ વરરાજાને ગળામાં ખુરખો નાંખી ખેંચ્યા ત્યારે તેણે માન્યું કે, "આ સ્ત્રી મને ગળે ફાંસો દઇ અચેતન કરી કામદેવ રૂપી શત્રુને અર્પણ કરવા ઇચ્છતી હોય, તેમ દેખાય છે.

**જંબૂ કુમારનો લગ્નવિધિ.**

આ પ્રમાણે વરરાજા પોંખાયા પછી કષાય સહિત મોહના સંપુટની જેમ અગ્નિ સહિત મૃણ્મય પાત્રના સંપુટને ભેદી માતાઓને [1]છેલ્લું નમન કરવા ઇચ્છાતા હોય, તેમ માતૃગૃહમાં પેશી ગયા. ત્યાં ત્રણ લોકને સાધારણ એવા વિધિના નિર્માણને ન ઘટે તેવા અદ્ભુત રૂપ વાળી સ્નાન અને વિલેપનથી વિભૂષિત દેહવાળી, ઘણા રૂપને ધારણ કરતી અને સખીઓથી વીંટાએલી આઠ કન્યાઓ પ્રથમ હાજર રાખેલી તેના જોવામાં આવી તે જોતાંજ જંબૂ કુમારે વિચાર્યું કે. "આ કન્યાઓ જાણે મારા આઠ કર્મની ભેદ સહિત મૂર્તિમાન્ પ્રકૃતિઓ હોય તેવી દેખાય છે. અવસર મળતાં તે વધૂઓ પોતાના નેત્ર–કટાક્ષ રૂપી બાણોને ગુપ્ત રીતે વર્ષાવવા લાગી તે જોઇ "આ બાળાઓ છે, છતાં કામદેવના સૈન્યમાં ભળી મારી સાથે યુદ્ધ કરે છે," એમ જાણી વરરાજાને હસવું આવ્યું. કોઇ યુવતિએ આવી તેમના હાથમાં લેપ કરી મદન ફળ–મીંઢળ બાંધ્યું, ત્યારે વરરાજાએ, "આ યુવતિ કોઇ પણ રીતે મારા મનને બાંધી શકવાની નથી" એમ વિચારી તેને અટકાવી નહીં. હસ્ત મેળાપનો સમય થયો એટલે પુરોહિતના કહેવાથી વરરાજાએ પોતાના કરથી વધૂઓના કરનું ગ્રહણ કર્યું. તે વખતે જાણે તે દયાળુ વરરાજા મોહ પંકમાં મગ્ન થયેલી તે બાળાઓનો તેમાંથી ઉદ્ધાર કરવા ઇચ્છતા હોય તેમ દેખાવા લાગ્યા. અથવા "જો આ બાળાઓ

---

[1] હવે ફરીવાર તેઓ માતાને નમન કરવાના નથી. કારણકે તેઓ મોક્ષે જવાના છે.

મારી ઉપર પ્રેમવતી થઇ હોયતો તેઓ દયાને પાત્ર છે" એવું ધારી તેમને મોક્ષ સુખ આપવાને માટે પોતાનો જમણો હાથ આપ્યો હોય તેમ દેખાતા હતા. જ્યારે વરકન્યાની દ્રષ્ટિના મેળાપનો સમય આવ્યો, ત્યારે તે વરકન્યાની દ્રષ્ટિઓ પરસ્પર મળી, પરંતુ તે દ્રષ્ટિઓએ સ્વભાવથી સિદ્ધ એવો રાગ અને વિરાગ છોડી દીધો નહીં. "સ્ત્રી તરફ વિરક્ત બુદ્ધિવાળો આ વર માતૃગૃહમાંથી નાશી ન જાય," એવી જાણે શંકા કરતો હોય તેમ પુરોહિતે વધૂ વરની છેડછેડી બાંધી દીધી. તે પછી વરરાજા વેદીગૃહમાં આવ્યા, ત્યાં કુંડની અંદર નવો પ્રજ્વલિત કરેલો અગ્નિ તેના જોવામાં આવ્યો. તે સમયે જાણે તે અગ્નિની સ્પર્ધા કરતો હોય તેવો ધ્યાન રૂપી અગ્નિ વરરાજાના હૃદય રૂપી કુંડમાં પ્રજ્વલિત થવા લાગ્યો. તે પછી વરરાજાએ વધૂઓને કંસાર ભોજન કરાવ્યું અને વધૂઓએ વરરાજાને કંસાર ભોજન કરાવ્યું, તે કાલે વરરાજાએ ધન, યૌવન અને વનિતા વિગેરેમાં કંસાર-કિંસાર એટલે શો સાર છે ? એવો વિચાર કર્યો. ત્યારબાદ વરરાજાએ આઠે વધુઓની સાથે અગ્નિને ચાર પ્રદક્ષિણા કરી તે જાણે પ્રાતઃકાળે ગણધરને પ્રદક્ષિણા કરાવવાનો અભ્યાસ કરતા હોય તેમ તે જણાવા લાગ્યા. તે વખતે વરરાજાના સાળાએ આવી વરરાજાના પગના અંગુઠામાં આર્ષભિ ધારણ કરી, તે કાલે વરરાજાએ ચિંતવ્યું કે, મોહ નિદ્રામાં પડેલા એવા મને આ માણસ ચેતાવતો હોય તેમ લાગે છે. તે પછી સાસરાએ વરરાજાને કરમોચન વખતે ધન આપ્યું. તે વખતે વરરાજાએ વિચાર્યું કે, "આ વધૂઓનો હાથ છોડવો મુશ્કેલ નથી તો પછી આ ધન છોડવું શી રીતે મુશ્કેલ થશે." આવા વિચારથી તેણે તે ધન સ્વીકારી લીધું. તે પછી 'વિષનું ઔષધ વિષ છે' એવી નીતિને જાણનારી પ્રમદાઓએ જંબૂ કુમારના ચિત્તની ધવળતા છેદવાને માટે તેને ધવળ મંગળનું વૃંદ અર્પણ કર્યું.

**નવોઢાઓ સાથે જંબૂકુમારનો સમાગમ**

આ પ્રમાણે વિવાહવિધિ પૂર્ણ થયા પછી જાણે પોતે કૃતાર્થ થયા હોય તેમ હર્ષ પામતા સ્વજનોની સાથે જંબૂકુમાર વધૂઓ વડે મનોહર એવા રથ ઉપર બેશી પોતાના ઘરને દ્વારે આવી પોહોંચ્યા. "આજે મને વ્રત લેવામાં વિઘ્ન કર-

નારો વિવાહ મહોત્સવ નિવૃત્ત થઇ ગયો, એમ માનીને જાણે હર્ષ પામતા હોય તેમ જંબૂકુમાર માતાપિતાએ નચાવેલા વિશેષ નૃત્ય કરવા લાગ્યા. તે પછી સિંહ જેમ પાંજરામાં પેશે તેમ જેમાં અગુરૂનો ધૂપ પ્રજવલિત થયેલો છે અને આ ભૂષણોના તેજથી જેનું અંધકાર દૂર થઇ ગયું છે એવા વાસગૃહમાં જંબૂકુમારે વધૂઓની સાથે પ્રવેશ કર્યો. તે વાસગૃહમાં પણ કપટ રહિત કુમાર પદ્માસન રૂપી યંત્રથી કામદેવને જર્જરિત કરી 'જાગતા માણસને ભય નથી' એમ ધારતો સમાધિમાં લીન થઇ જાગતોજ રહ્યો. આ સમયે હાસ્ય કરવામાં ચતુર એવી સખીઓએ વધૂઓને કહ્યું કે, "સમતામાં મગ્ન થયેલી આ તમારા સ્વામીની દૃષ્ટિ જુઓ તે ઉપરથી તમે બધી હારી ગઇ લાગો છો. કલ્યાણની રંગ ભૂમિરૂપ આ તમારા સ્વામી આજે સૂતા નથી, અને આપણી સાથે કાંઈ પણ નર્મ ગોષ્ટી કરતા નથી. તેઓ કાંઇ પણ અલક્ષ્ય-અલખનું ધ્યાન કરી રહ્યા હોય, એમ દેખાય છે."

"હે સખીઓ, એમ બોલો નહીં, અમારા આ પ્રિય પતિ ધ્યાન ધરતાંનથી પણ 'આ આઠ વધૂઓમાં હું કઇવધૂને માનીતી કરૂં' એમ તે ચિંતવે છે" વળી આ અમારા સ્વામી ધીર પુરૂષોમાં અગ્રેસર છે. તો તેઓ કટુ પરિણામવાળા કામદેવના સંકટમાં પડેલી અમે આઠ અબલાઓને છોડી કેમ ચાલ્યા જશે? આ વાતતો અમે પ્રિય પતિની ભક્તિથી જણાવી છે. પરંતુ બીજી રીતે પણ તેમનાથી નાશી જવાય તેમ નથી. કારણકે, યુવતિઓથી કયો પુરૂષ ક્ષોભ પામતો નથી? સ્ત્રીઓ પાસે દેવતાઓ પણ દાસ થઇને રહે છે તો પછી મનુષ્યોની શીવાત કરવી.! જો આ સ્વામી અમારી તરફ દૃષ્ટિ કરે તો પછી અમે તેની યોગ શક્તિ કેટલી છે, તે જાણી લઇએ" વધૂઓએ આક્ષેપ કરી સખીઓને આપ્રમાણે કહ્યું-

વધૂઓના આ વચનો સાંભળી જંબૂકુમાર જાણે અપમાનિત થયા હોય, તેમ વીર થઇ વધારે સાવધાન થઈ ગયા. તત્કાળ તેમણે તે સુંદરીઓના શરીર ઉપર દૃષ્ટિ નાંખી. પછી તેમણે વિરક્ત બુદ્ધિથી તેમના સૌંદર્યનો મદ દૂર કરવા માટે કેશપાશથી માંડીને અનુક્રમે નીચે પ્રમાણે ભાવના કરવા માંડી.

**શૃંગારનો વૈરાગ્યથી પરાભવ.**

"આ સુંદરીઓનો કેસપાશ સદાચારની ધોલાશને મલિન કરનારી ધૂમાડાની લહરી છે. તેમના લલાટ ઉપર રહેલું કસ્તુરીનું તિલક મોક્ષમાર્ગે પ્રયાણ કરવામાં અપશુકન રૂપ કૃષ્ણ સર્પ છે. આ તેમની બે ભ્રગુટી ગુણમય એવા કીર્ત્તિ રૂપી પટકૂલને ફાડી નાંખવા માટે કાતરરૂપ છે. આ તેમના નેત્રરૂપી દાણડામાં વિધિએ કીકીના મિષથી વિષ મુકેલું છે. આ તેમના ગાલરૂપી ચોપાટ ઉપર ક્રીડા કરતા એવા કામદેવરૂપી જુગારીએ પાશાથી કયા પુરૂષોને હરાવ્યા નથી.? આ તેમની નાસિકાઓના બે છિદ્રો જાણે સદા ખુલ્લી મુકેલી શ્લેષ્મની પ્રણાલિકા હોય તેવા દેખાય છે. આ તેમના બંને કર્ણો ચર્મની વાધરો હોય તેવા લાગે છે. આ તેમના બંને હોઠ જાણે તરૂણ મત્સ્યના બે માંસપિંડ હોય તેવા દેખાય છે. આ દાંત અસ્થિના કડકા છે અને આ જીભ મુખરૂપી રાફડામાં રહેનારી સર્પિણીના જેવી છે. ત્રણ રેખાવાલો આ તેમનો કંઠ શ્લેષ્મ, મલ અને પસીનો એ ત્રણેએ પોતાની સ્થિતિ માટે કરેલો હોય તેવો દેખાય છે. આ તેમનાં બે બાહુ પાંચ આંગળા અને કરરૂપી પત્રવાલી એરડાના વૃક્ષની બે શાખા હોય તેવા દેખાય છે. આ તેમના પુષ્ટસ્તન જાણે છાતી ઉપર થયેલા બે ગુંમડા હોય અને તે ઉપર કંચુકીનો મજબુત પાટો બાંધ્યો હોય તેવા દેખાય છે. આ તેમનો તુચ્છ ( કૃશ ) મધ્ય ભાગ 'તેમનામાં તુચ્છપણું છે.' એમ સૂચવે છે. આ તેમના બે સાથળ જાણે વિધિએ ઉદરમાંથી કાઢેલા માંસના પિંડથી પૂર્યા હોય તેવા દેખાય છે. તેમના ચરણમાં રહેલા આ નૂપુર જાણે તેમને ભ્રમણ શીલવાલી જાણી પગમાં બેડીઓ નાંખી હોય તેમ દેખાય છે. આ શરીરનું જે સ્નાન તે તેમના શરીરની મલિનતા કહી આપે છે, આભૂષણોની પંક્તિ 'શરીર સ્વભાવે અશોભન છે,' એમ જણાવી આપે છે અને પેહેરવાના વસ્ત્રો 'તે શરીર જોવાને અયોગ્ય છે' એમ બતાવી આપે છે. આ પ્રમાણે જંબૂકુમાર ચિંતવન કરતા હતા, તેવામાં સર્વ પરિવાર સુઇ ગયો એ સમયે **પ્રભવ** નામે એક ચોરનો સ્વામી પાંચસો સુભટો ને લઇ તે ઘરમાં દાખલ થયો.

---



# પ્રકરણ ૫ મું.

**પ્રભવ ચોર અને જંબૂ કુમારનો સંવાદ.**

ચોરપતિ વીર પ્રભવે તાળા ઉઘાડવાની વિદ્યાથી કમાડો ઉઘાડયા; તે પછી આભૂષણોથી યુકત એવા સર્વ લોકોને અવસ્વાપિની વિદ્યાથી સુવાડી દીધા. જેવામાં ચોર લોકો વૃક્ષ ઉપરથી જેમ ફળ ઉતારે તેમ તે સુતેલા પરિવારના અલંકારો ઉતારવા લાગ્યા, તેવામાં જંબૂકુમાર બોલ્યો કે, "અરે ભાઇ, આમંત્રણ કરી બોલાવેલા એ લોકોને અડશો નહીં." આ વચન સાંભળતાંજ સર્વ ચોર સમુદાયના સર્વ અંગ અટકી ગયા. અને તેઓ હૃદયમાં સંકોચ પામી ગયા. તે સમયે ચોરપતિ પ્રભવે તપાસ કરી જોયું ત્યાં રૂષભ શેઠનો કુલદીપક જંબૂકુમાર તેના જોવામાં આવ્યો. પ્રભવે તેને નમસ્કાર કરી કહ્યું, "હે મિત્ર, તમે મારી પાસેથી બે વિદ્યા લઇ તમારી આ સ્તંભન વિદ્યા મને આપો. તમે નિષ્ફળ થશો નહીં." જંબૂકુમારે કહ્યું, "અરે ભાઈ, હું સ્તંભન વિદ્યા જાણતો નથી. અને તારી બે વિદ્યા લેવાની પણ ઇચ્છા રાખતો નથી. કારણ કે, પ્રાતઃકાલે હું દીક્ષા લેવાનો છું. માટે તને કહેવું જોઇએ કે, તું આવું ચોરીનું કામ શા માટે કરે છે? એ ચોરીના કામમાં દ્રવ્ય મળવામાં સંદેહ રહે છે અને દુઃખ તો અવશ્ય પડયા વગર રહેતું નથી." જંબૂકુમારનો આ પ્રશ્ન સાંભળી ભવિષ્યમાં જેનો ઉદય થવાનો છે એવો પ્રભવ ચોર બોલ્યો—"મિત્ર, મારો વૃત્તાંત સાંભળો," વિંધ્યાચળના પ્રદેશમાં **જયપુર** નામે એક નગર છે. તેની અંદર વિંધ્યરાજા રાજ્ય કરે છે. તેને બે પુત્રો છે. તેમાં જ્યેષ્ઠ પુત્રનું નામ **પ્રભવ** છે અને બીજા પુત્રનું નામ **પ્રભુ** છે. રાજાએ પક્ષપાત કરી નાના પુત્ર પ્રભુને રાજ્ય આપ્યું. અને મોટા પુત્ર પ્રભવ ઉપર સારી વાણીથી પણ પ્રીતિ બતાવી નહીં. આથી તે પ્રભવને ઘણો ક્રોધ ચડયો. તે પ્રભવ હું પોતેજ છું ક્રોધના આવેશથી પિતાની રજા લીધા વગર પાંચસો સુભટોને સાથે લઇ ચોરી કરવાનો ધંધો કરવા હું આ-

ઉર નીકળી પડયો છું. પૃથ્વી ઉપર ફરતા ફરતા **અવસ્વાપિની** અને **તાલોદ્દઘાટિની** એવી બે વિદ્યાઓ મેં સંપાદન કરી છે. આજે હું તમારા ઘરમાંથી લક્ષ્મી ચોરવાને માટે પ્રયાસ વિના અહિં આવી ચડયો છું. સૂર્યની જાગ્રતિમાં જેમ કુમુદને લક્ષ્મી મળે નહીં, તેમ તમારી જાગ્રતિમાં મને અહિંથી લક્ષ્મી મળી નહીં. સદ્બુદ્ધિમાન પુરૂષોમાં અગ્રેસર એવા હે જંબૂકુમાર, વૃક્ષમાં રહેલા ભમરાની જેમ અમે દ્રવ્ય લવના લોભથી આ પૃથ્વી ઉપર ફર્યા કરીએ છીએ, તો તે મળેલા ધનને તમે શા માટે છોડી દેવા ઇચ્છો છો ? એક સ્ત્રીની સુંદર મૂર્તિ ચિત્રમાં હોય તો પણ જાણે પિપાસા લાગી હોય તેમ અમે દ્રષ્ટિથી તેણીનું પાન કરીએ છીએ, ત્યારે તમે આ કામદેવની શાળા જેવી સુંદર બાળાઓનો ત્યાગ કરવા શા માટે તૈયાર થયા છો ?

જંબૂકુમારે ઉત્તર આપ્યો " હે વીર પ્રભવ, તારા જેવા સમજુ પુરૂષને આવો મોહ શો લાગ્યો છે ? ધન તથા સ્ત્રીના વિલાસો જે સુખી પુરૂષ હોય તેનેજ આનંદ આપે છે. હું તો દુઃખરૂપ દાવાનળથી દગ્ધ થઈ ગયો છું. મને તો આ શરીર ઉપર પણ સ્પૃહા નથી. જો તારે કૌતુક હોયતો મારૂં દુઃખ કહું તે સાંભળ. "

**મધુબિંદુનું દ્રષ્ટાંત.**

કોઇ એક કાફલો વિંધ્યાટવીમાં ફરવા નીકલ્યો હતો, અંતરાળમાં કેટલાએક ચોરોએ બળાત્કારે આવી તે કાફલાને રોકી પાડયો. તેમાંથી ભય પામી કોઇએક પુરૂષ છુટો થઈ નાશી ગયો, તેને રસ્તામાં જતાં વનનો મોટો ગજેંદ્ર સામો મલ્યો. ત્યાંથી એક પગલું પણ આગળ ચાલવાને તે સમર્થ ન થયો. તેની આગળ એક મોટો કુવો હતો. ખાડામાં જેમ સસલું પડે તેમ તેણે તે કુવામાં ઝંપાપાત કર્યો. તે કૂવાના તટઉપર ઊગેલા એક વડની શાખા તે કૂવાના મધ્ય ભાગ સુધી લાંબી લટકતી હતી. તે પુરૂષે પોતાની પ્રિયાની જેમ દુઃખમાં સહાય આપનારી તે શાખાનું આલિંગન કર્યું. તેવામાં તે કૂવાને તળીએ જાણે બીજો કૂવો હોય તેવો મુખને ફાડી રહેલો એક અજગર તેના જોવામાં આવ્યો. તે સાથે તે કૂવાની ચારે દિશાઓમાં ફુંફાડા મારતા ચાર સર્પો પણ જોવામાં આવ્યા. જે શાખાને પોતે વળગ્યો હતો. તેના મૂલને ખોદતા બે ઊંદર તેણે જોયા અને લાંબી સુંઢ ફેર-

વતો પેલો હાથી જોયો તે હાથી એ પુરૂષને પકડી ન શક્યો એટલે તેણે જોર કરી તે વડનું ઝાડ કંપાવ્યું. તેવામાં તે ઝાડ સાથે બાંધેલા મધપુડામાંથી મધ માંખો ઉડીને તે પુરૂષના શરીર ઉપર ચોંટી પડી. આ સમયે પેલા મધપૂડામાંથી કેટલાએક મધના બિંદુઓ તે પુરૂષના મુખમાં પડવા લાગ્યા. તેના સ્વાદથી તે પુરૂષ આવી આપત્તિને પણ પોતાના પુણ્યયોગે મળી એમ માનવા લાગ્યો. આ વખતે કોઇ વિદ્યાધર આકાશ માર્ગે ફરતો ત્યાં આવ્યો. તે પુરૂષની આવી દુઃખી અવસ્થા જોઇ તેને દયા આવી. તત્કાલ તે વિદ્યાધરે આવી તેને કહ્યું. "અરે દુઃખી માણસ તું કહે તો તને અહીંથી કોઇ શહેરમાં લઇ જાઉં." રસના ઈંદ્રિયને નહીં વશ રાખનારા તે પુરૂષે ઉત્તર આપ્યો. "હે મિત્ર, આ મધનું એક બિંદુ પડવાની તૈયારીમાં છે. તે પડે એટલે હું તેનું પાન કરી લઉં તેથી તું જયારે પાછો વળ ત્યારે મને લઈ જજે." વિદ્યાધર આવા વચન સાંભળી ચાલ્યો ગયો, પરંતુ દયાને લઇને તે પાછો વળતો આવ્યો ત્યારે પણ તેણે પહેલા જેવોજ જવાબ આપ્યો. આથી તે વિદ્યાધર કંટાળીને ચાલ્યો ગયો."

હે ચોરપતિ પ્રભવ, કહે એ કેવો માણસ ? તેને જડ સમજવો કે ડાહયો સમજવો ? પ્રભવે તત્કાળ ઉત્તર આપ્યો. "જે પુરૂષ એવી આપત્તિમાં માત્ર એક મધના બિંદુના લોભથી રહ્યો, તે ખરેખરો જડ સમજવો."

જંબૂકુમાર બોલ્યો–પ્રભવ, આ વાતનો મર્મ કાન દઇને સાંભળ, "જે વિંધ્યાચળની અટવી કહેવામાં આવી તે આ **સંસાર** સમજવો. જે પુરૂષ કહેવામાં આવ્યો છે, તે **સંસારી જીવ** સમજવો. જે મહાન્ ગજેંદ્રે તેને અટકાવ્યો, તે મૃત્યુ સમજવું. જે કુવો કહેવામાં આવ્યો, તે **મનુષ્ય ભવ** સમજવો. તેની અંદર શાખા રૂપી આયુષ્યને અવલંબીને તે પુરૂષ રહ્યો હતો. જે નીચે અજગર કહેવામાં આવ્યો તે **નરક** સમજવું. જે કુવાની આસપાસ ચાર સર્પો હતા, તે ક્રોધ વગેરે ચાર કષાય સમજવા. તે પુરૂષના શરીર ઉપર મધમાંખો લાગી હતી, તે સુખનો ઘાત કરનારી રોગોની પીડાઓ સમજવી. પેલી શાખાને ખોદનારા જે બે ઉંદરો કહેવામાં આવ્યા, તે આયુષ્ય રૂપી શાખાનું ભક્ષણ કરવામાં ચતુર એવા બે **શુક્લપક્ષ** અને **કૃષ્ણપક્ષ** સમજ-

વા. જે મધુના બિંદુઓ તે વિષયો જાણવા કે જે કષ્ટમાં પણ પ્રાણીને સ્વાદ આપી રહ્યા છે. હે મિત્ર પ્રભવ, હું પણ એવી અવસ્થામાં આવી પડયો હતો, ત્યારે જેમ પેલા પુરૂષને વિદ્યાધર મળ્યો હતો, તેમ તે વિદ્યાધરના જેવા ગુરૂ મને પ્રાપ્ત થયા છે. હવે તું મને શા માટે અટકાવે છે? એવા ગુરૂ ફરીવાર સુલભ થતા નથી."

જંબૂકુમારનો આ વૃત્તાંત સાંભળી ધન અને વનિતાના ભોગના વિષયમાં નિરૂત્તર થઇ ગયેલા પ્રભવે પછી બીજા વિષય ઉપર પ્રશ્ન કર્યો. "મિત્ર, કદિ ધન અને વનિતાનો ભોગ નઠારો હોય તો એ વાત એક તરફ રહી પણ પાષાણના જેવા કઠોર હૃદયથી આ તારા કુટુંબનો ત્યાગ શામાટે કરે છે? કારણ કે, કેટલાએકને સ્વજનો જીવતા ન હોય, કેટલાએક સ્વજનોના અભક્ત હોય અને કેટલાએક સ્વજનોની સાથે વિરોધ કરનારા હોય, તેથી પ્રાયે કરીને સ્વજનનો યોગ થવો સુલભ નથી. અને જો સ્વજનનો યોગ પ્રાપ્ત થયો તો તે છોડવો યોગ્ય નથી." જંબૂકુમાર બોલ્યો-"અરે ભાઈ, આ સંસારમાં ભમતા એવા સંસારી જીવે સર્વ જીવોની સાથે સર્વ પ્રકારના સંબંધો પ્રાપ્ત કરેલા છે, તો પછી કયા સંબંધ ઉપર રાગ કરવો? એ કહી શકાતું નથી. વળી જેઓ સંસારમાં જ્યારે સંપત્તિ પ્રાપ્ત થાય છે, ત્યારે સાથે મળી તેનો ઉપભોગ કરવા ભેગા થાય છે, પણ જ્યારે સંપત્તિનો નાશ થઈ દુઃખ પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ જુગારીઓની જેમ દૂર ચાલ્યા જાય છે, એવા સ્વજનોને વિષે આદર શો કરવો? એમાં પણ જ્ઞાતિનો સંબંધ તો માયા વચનની જેમ વિપરીત જોવામાં આવે છે, આ વાત જો તારા માનવામાં ન આવતી હોય તો તે ઉપર એક કથા છે, તે ધ્યાન દઈને સાંભળ.

**સંબંધની વિચિત્રતા ઊપરદૃષ્ટાંત.**

આ દેશમાં મધુર આકૃતિવાળા પુણ્યવાન્ પુરૂષોએ સેવેલી **મથુરા** નામે એક નગરી છે. તે નગરીમાં જાણે કામદેવની સેના હોય તેવી **કુબેરસેના** નામે એક ગણિકા રહેતી હતી. તેણીએ એક વખતે **કુબેરદત્ત** અને **કુબેરદત્તા** નામે પુત્ર પુત્રીના યુગલને જન્મ આપ્યો. તે ગુણિકાની વૃદ્ધમાતાએ ના પાડી તે છતાં તેણીએ તે બંને બાલકોને દશ દિવસ સુધી સ્તનપાન

કરાવ્યું. "વારાંગના શેલડીની જેમ ફૂલવાળી થાય, એ વાત કદિપણ વખાણવા યોગ્ય નથી. તેથી યૌવનરૂપી સર્વસ્વને હરનારા પુત્ર પુત્રી ઉપર તેણીને કેમ સ્નેહ ઉત્પન્ન થાય?" આ પ્રમાણે કહી તે કુબેરસેનાની વૃદ્ધમાતાએ તે બંને બાલકોને પોતપોતાના નામની મુદ્રિકા પહેરાવી પેટીમાં મુકયા અને તે પેટી યમુના નદીમાં તરતી મુકી દીધી. કુબેરસેનાને પોતાની વૃદ્ધમાતાના કહેવાથી આ કામ કરવું પડયું, તથાપિ કુદ્રતી માતૃસ્નેહને લઇને તેણીએ તે પેટી મુકતી વખતે યમુના નદીને કહ્યું કે "હે સખી, આ મારા બંને બાળકોની હવે તું માતા છે. મેં આ બાલકોને તારા ખોળામાં મુકયા છે. મારી આ થાપણને તું ઓલવીશ નહીં." આ પ્રમાણે કહી કાજળથી શ્યામ એવા અશ્રુવડે યમુનાના જળને વધારે શ્યામ કરતી તે ગુણિકા દુઃખ પામતી પાછી આવી. તે પેટી પ્રવાહમાં તણાતી તણાતી સૌર્યપુર નગરના સીમાડામાં આવી પોહોંચી. આ સમયે કોઇ બે શ્રીમંત ગૃહસ્થો નદીના તીર ઉપર ઉભા હતા. જાણે બંદર શિવાયના સ્થળ ઉપર આવેલી નાવીકા હોય, તેવી તે પેટીને જોઇ તેમણે ખેંચી લીધી. તે ઉઘાડીને જોતાં તેમાં બે બાલકો જોવામાં આવ્યા. તત્કાળ તેમણે એક એક વેહેંચી લીધું. બાળકોની ઉપર તેમના નામની મુદ્રિકા હતી, તે ઉપરથી તેમના તે તે નામ રાખવામાં આવ્યા અને બંને તે બાલકો ઉભય ગૃહસ્થોના ઘરમાં ઉછરી ગયા. જયારે તેઓ શિશુવયથી મુકત થયા, ત્યારે તેમને યોગ્ય કળાઓનો અભ્યાસ કરાવવામાં આવ્યો. કાળે કરી જેમના કુલ જાણવામાં આવ્યા નથી, એવા તે બંને બાલકોનો પરસ્પર વિવાહ કરવામાં આવ્યો. તે બંને રતિભવનમાં ક્રીડા કરતા યુગલિયાના જેવા ધર્મને આચરવા લાગ્યા.

એક સમયે બંને દંપતિ પાશાથી રમતા હતા. તેવામાં કુબેરદત્તે પોતાની મુદ્રિકા ફેંકી તે કુબેરદત્તાએ જોઇ, પછી પોતાની મુદ્રિકા મેળવી ત્યાં બંને સરખી લાગી એટલે તે બાળા વિચારમાં પડી ગઇ. પછી તેણીએ કહ્યું, "પ્રાણનાથ, આ બંને મુદ્રિકા નામ અને ઘાટથી મળતી આવે છે, તે ઉપરથી પરિતાપ કરનારો આપણ બંનેની વચ્ચે સહોદર ભાવ હોય એવું મને લાગે છે. કદાચિત્ આ બંને ગૃહસ્થોએ આપણને કોઇ ઠેકાણેથી મેળવ્યા હશે. આપણે તેમના ખરા સંતાનો

નથી. તો આ હકીકત આપણે આજે સોગન આપીને તેમને પુછીએ તો તેનો નિર્ણય થશે."

આવું વિચારી તે બંને દંપતિએ તેમના વડિલોને એ વાત સોગન આપી પુછી એટલે તે વડિલોએ તેમની આગળ સત્ય હકીકત કહી દીધી. આ ઉપરથી બંને યુવાન અને યુવતિ પોતાનો સહોદર સંબંધ નિશ્ચિત કરી શોક સાથે પોતાના પાપની નિંદા કરવા લાગ્યા. "આ સંસારમાં જ્ઞાન વિના મનુષ્યોમાં પણ પશુધર્મ થઇ જાય છે" આવું વિચારી કુબેરદત્તા વિરકત થઇ ગઇ અને તત્કાળ કુબેરદત્ત અને માતા પિતાની આજ્ઞા લઇ તેણી દીક્ષા લઇ ચાલી નીકળી. ચાલતી વખતે તેણીએ બોધ રૂપી વૃક્ષનું જાણે બીજ હોય તેવી પેલી પોતાના બંધુ કુબેરદત્તના નામની મુદ્રિકા ગુપ્ત રીતે સાથે લીધી હતી.

કાળે કરીને કુબેરદત્તના હૃદયમાં વૈરાગ્ય થયો ન હતો, તે તો વ્યાપારના કામમાં લાગી મોટો ધનવાન્ બની ગયો. **પુરૂષો પ્રાયે કરીને કઠણ હૃદયવાળા હોય છે.** એક વખતે તે ધનવાન્ બની મથુરા નગરીમાં આવી ચડયો. સૂર્ય જેમ પૂર્વ દિશા પાસે આવે તેમ તે કામી થઇ પોતાની માતા કુબેરસેના ગણિકા પાસે ગયો. અધિક રાગને ધારણ કરતાં તે કામી પુરૂષે [1] કૌલમતને સત્ય કરી બતાવ્યો. સંસારરૂપી વિષવલ્લીના ફળ જેવો, મોહરૂપી કાદવના કીડા જેવો અને પાપરૂપી વૃક્ષના પલ્લવ જેવો તે બંને દંપતિમાંથી એક પુત્ર ઉત્પન્ન થયો. તપસ્વિની અને સાધ્વી કુબેરદત્તા આ અયોગ્ય બનાવ અવધિજ્ઞાનથી જાણી પોતાની પ્રવર્ત્તિનીની આજ્ઞા લઇ ઉતાવળી મથુરા નગરીમાં આવી પોહોંચી, તેણી કસોટીના પથ્થરમાં સુવર્ણરેખાની જેમ તે કુબેરસેના ગણિકાના ઘરમાં આવીને રહી. એક સમયે પેલો બાળક પારણામાં સુતો સુતો રોતો હતો, તેને ઝુલાવતી સાધ્વી આ પ્રમાણે બોલી–"હે બાલક, તું શા માટે રૂવે છે? તું મારા પતિનો સહોદર છે, તેથી મારો દીયર થાય છે. હે વિશાળ લલાટવાળા, તું મારો સહોદર છે, તેથી મારો ભાઈ પણ થાય છે. આ કુબેરસેના મારી સપત્ની થાય છે, તેથી તું મારો પુત્ર પણ છે. તારો પિતા મારી સપત્નીથી

1 જેમાં માતા કે સ્ત્રી વચ્ચે ભેદ જોવામાં આવતો નથી એવો એક માર્ગી સંપ્રદાય.

ઉત્પન્ન થયો છે, તેથી તું મારો પોત્ર પણ થાય છે. મારી માતાના પ્રિયનો તું સહોદર છે, તેથી મારો કાકો પણ થાય છે અને વળી તું મારા સહોદરનો પુત્ર છે, તેથી મારો ભત્રીજો પણ થાય છે. હે સુંદર બાળક, તારી જે માતા છે, તે મારી પણ માતા થાય, એમાં કોઇ જાતનો સંશય નથી. વળી તે મારી માતાના પ્રાણપ્રિયની માતા છે, તેથી તે મારી માતા મહી ( માની માતા ) થાય છે. હે સુમતિ બાળક, તેમ તે મારા પ્રીયપતિની માતા છે, તેથી મારી સસૂ પણ થાય છે. વળી તે મારી સપત્નીના પુત્રની પ્રિયા છે, તેથી તે મારી વધૂ ( પુત્રવધૂ ) પણ થાય છે. વળી તે મારા ભાઇની પત્ની છે, તેથી મારી ભોજાઇ પણ થાય છે. વળી તે મારા પતિની સ્ત્રી છે, તેથી મારી સપત્ની પણ થાય છે. હે બાળક, વળી જે મારો પિતામહ ( પિતાનો પિતા ) તે તારો પિતા થાય, તેથી તે મારો કાકો પણ થાય છે. તેમજ તે મારી માતાનો પતિ છે, તેથી તે મારો પિતા પણ થાય છે. તેની માતા અને મારી માતા જુદી નથી તેથી તે મારો બંધુ પણ થાય છે. વળી તે મારા પતિની માતાનો પતિ છે. તેથી તે મારો સસરો પણ થાય છે. તેણે મારૂં પાણિગ્રહણ કર્યું છે તેથી તે મારો ભર્ત્તા પણ થાય છે અને તે મારી સપત્નીનો પુત્ર છે, તેથી મારો પુત્ર પણ થઇ શકે છે. ”

સાધ્વી કુબેરદત્તાના આ શબ્દો કુબેરદત્તના સાંભળવામાં આવ્યા, તે સાંભળી તેણે આશ્ચર્યથી સાધ્વીને પુછ્યું “ સાધ્વી, આવું વિપરીત કેમ બોલે છે ? જો તું ચોખી હો તો આ ગણિકાને ઘેર કેમ રહે છે ? બીજાનો દોષ જુવે છે અને પોતાના દોષનો વિચાર પણ કરતી નથી. ” કુબેરદત્તના આ વચનો સાંભળતાં જ સાધ્વીએ પેલી મુદ્રિકા તેની આગળ ધરી. દિનરત્ન ( સૂર્ય ) ની જેમ મુદ્રારત્ન જોવામાં આવતાંજ કુબેરદત્તનું અજ્ઞાન–તમ દૂર થઇ ગયું. મોહને લઇને પોતાના પુણ્ય માર્ગનો નાશ થઇ ગયો, એમ જાણી તે પોતાને નિંદવા લાગ્યો. તત્કાળ તે યૌવન વયમાં હતો છતાં પણ પોતાના આવા નિંદિત ચરિત્રથી શરમાતો કુબેરદત્ત પાપની શુદ્ધિને માટે ચારિત્ર લઇ વનમાં ચાલ્યો

ગયો પછી ગુણિકા કુબેરસેનાએ પણ પાપથી ભય પામી શુદ્ધ ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યો હતો.

જંબૂકુમાર કહે છે હે પ્રભવ, આ વૃત્તાંત ઉપરથી વિચાર કર્ય કે આવા સંસારની અંદર સદ્બુદ્ધિવાળા મનુષ્યોની સ્વજ્ઞાતિ કે સ્વજન સંબંધી વાર્તા શી કરવી ?

પ્રભવ ચોર બોલ્યો, " મહાશય, એ બાબતમાં તો તમે સમર્થ થઇ શકયા છો. પરંતુ મારે એટલું પુછવાનું છે કે, તમે પુત્ર વગરના છો, અને જે અપુત્ર હોય તેની ગતિ નથી, તેનું કેમ કરશો ? " જંબૂકુમારે કહ્યું " ચોરપતિ પ્રભવ, જો ગતિનું મૂલ પુત્રો હોય તો હું ગતિમાં પણ વિરક્ત છું. જો પુત્રો વડે સારી ગતિ થતી હોય તો પછી શ્વાન વગેરે પ્રાણીઓ બધા પુત્રવાળા હોય છે, તો તેમની પણ ભલે સારી ગતિ થાઓ. ભદ્ર, એ વાત તદ્દન કલ્પિત છે. કોઇ કાળના વિવર્ત્તથી પુત્રો પણ શત્રુ રૂપે થાય છે. જો તને તે વિષે પ્રતીતિ ન આવતી હોય તો તે વિષે એક કથા કહું તે સાંભળ.

**અપુત્રની ગતિ નથી એ વિષે વિચિત્ર દ્રષ્ટાંત**

આ પૃથ્વી ઉપર ધનાઢ્ય લોકોથી વસેલી **તામ્રલિપ્તી** નામે એક નગરી છે. તેમાં **મહેશ્વરદત્ત** નામે એક મિથ્યાત્વી શ્રેષ્ટી રહેતો હતો. તેના ઘરમાં **નાગિલા** નામે એક સ્ત્રી હતી. કુમતિ રૂપી નદીના પૂરે તેણીના શીળરૂપી તટને તોડી નાંખ્યું હતું. તેણીનો મન રૂપ ગજેંદ્ર નિરંકુશ થઇ પ્રત્યેક પુરૂષ તરફ દોડયા કરતો હતો. એક વખતે તે મહેશ્વરદત્તના પિતાના શ્રાદ્ધનો દિવસ આવ્યો. તે શ્રાદ્ધના પર્વમાં એક પાડાને મારી તેનું માંસ પોતાના પુત્રને ખોળામાં બેસાડી પ્રીતિથી ખવરાવતો હતો. તે સમયે કોઇ જ્ઞાની મુનિ તેને ઘેર ભિક્ષા માટે આવી ચડયા. તે જોઇ જ્ઞાનીએ કહ્યું કે, " અહો ! આ જડ પુરૂષ શ્રાદ્ધ કરે છે પણ તે પિતાના માંસથી પોતાના શત્રુને ખોલામાં બેસાડી પોષે છે. " આ પ્રમાણે કહી તે મુનિ પાછા વલીગયા. તેવામાં મુનિના આ શબ્દો સાંભળી મહેશ્વરદત્તને ક્રોધ ચડી આવ્યો. તેણે પોતાના મનમાં ચિંતવ્યું કે, " મલિન શરીરવાલો આ મુનિ આવું મલિન કેમ બોલે છે ? " આમ ચિંતવ્યા પછી તેને વિચાર થયો કે, આ વિષે ક્રોધ કરવાની જરૂર

નથી. પ્રથમ તેને ખરી હકીકત શું છે? તે જાણવા માટે પુછવું જોઇએ" આમ વિચારી તત્કાળ તે મુનિ પાસે ચાલ્યો આવ્યો અને આ પ્રમાણે બોલ્યો "હે સાધુ, તમે શું કહેવા માગો છો? તે મને સમજાવો" મહેશ્વરદત્તને પ્રતિબોધ આપવાની ઇચ્છાથી કરૂણાની ખાણ રૂપ એવા મુનિ બોલ્યા-"હે સુંદર, જેમના હૃદય મિથ્યાત્વથી મલિન થયેલા છે, એવા જીવો શું નથી કરતા? પૂર્વે તેં ભયનો ત્યાગ કરી તારી સ્ત્રીના એક જાર પુરૂષને મારી નાંખ્યો હતો. તે વખતે તત્કાળ તારી સ્ત્રીના ઉદરમાં તે જાર પુરૂષથી રહેલા ગર્ભની અંદર તેજ જાર પુરૂષ પોતેજ તેમાં અવતર્યો હતો તે આ તારો ક્ષેત્ર જ પુત્ર થયેલો છે, તેને તું પુત્ર તરીકે માને છે. વળી આજે શ્રાદ્ધને દિવસે તેં જે પાડાને માર્યો. તે તારા પિતા સમુદ્રદત્તનો જીવ હતો. આ તારા દ્વાર આગળ તે પાડાના અસ્થિને ભક્ષણ કરતી કુતરી ઉભી છે, તે તારી બહુલા નામે માતા છે. આર્તધ્યાનને લઇને તે પશુભવ પામેલી છે. જ્ઞાનવડે આ હકીકત જાણી હું અહિં તને બોધ કરવા આવ્યો છું. કાંઇ ભિક્ષા માગવા આવ્યો નથી. **મેઘની જેમ યતિઓની પ્રવૃત્તિ પરોપકારને માટેજ છે.** આ કુતરી તારી માતા છે. એ વાતની જો તારે પ્રતીતિ કરવી હોય તો તે કુતરીને તારા ઘરમાં લઇ જા. તેણી માત્ર અર્ધ નિમેષમાં જ પૂર્વે જમીનમાં દાટેલું દ્રવ્ય તને બતાવશે." આ સાંભળી આશ્ચર્ય પામેલો મહેશ્વરદત્ત તે કુતરીને પોતાના ઘરમાં લઇ ગયો. કુતરીએ દાટેલું ધન પ્રત્યક્ષ પ્રગટ કર્યું. આ જોતાંજ મહેશ્વરના હૃદયમાં પણ સાથે વિવેકરૂપી રત્ન પ્રગટ થઇ આવ્યું. તેપછી મુનિઓની કથાઓથી તે એવો શુદ્ધ જૈન બની ગયો. કે જે મેરૂ પર્વતની જેમ સુર-અસુરોથી પણ ધર્મથી ચળાયમાન થઇશકે નહીં." ભદ્ર પ્રભવ, આ ઉપરથી સમજવાનું કે, આ ગહન સંસારમાં પુત્રોથી પિતા અને પિતાથી પુત્રો ઉત્તમ ગતિ પામી શકતા નથી, પરંતુ તે પૂર્વના કરેલા સુકૃતથી જ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકે છે.





# પ્રકરણ ૬ ઠું.

**જંબૂકુમાર અને તેની સ્ત્રીઓનો સંવાદ.**

જંબૂકુમાર અને પ્રભવની વચ્ચે આ પ્રમાણે વાતચીત થતી હતી, તેવામાં જંબૂકુમારની સ્રી સમુદ્રશ્રી તેણીની સખીઓની પ્રેરણાથી જરા નમ્ર મુખી થઈ આ પ્રમાણે બોલી. " પ્રભુ, બાલ સ્રીને ઘટે તેવો આવો કદાગ્રહ શામાટે રાખો છો? ગૃહસ્થોને વનિતા અને વિત્તના ઉપભોગથી મલતું ઇંદ્રભવનના જેવું સુખ કયાં! અને કાંટાવાળી શાખાને મર્દન કરવા જેવું મુનિઓનું ચારિત્ર કયાં! યૌવન વયમાં તપ કરવું તે પ્રાતઃકાલે દીપક કર્યા જેવું છે. તે મંત્રના જપની આદિમાંજ દેવને વિસર્જન કરવા જેવું છે અને તે પુત્ર જન્મને વખતે નિવાપાંજલિ આપ્યા જેવું છે. સ્વામીનાથ, અમારો શો અપરાધ છે કે, તમે હંમેશા એકલી મુકિતને જ સંભારો છો. પણ તે મુક્તિ[1] બહુ જનની રાગિણી, રૂપ વગરની અને ગુણ રહિત છે, એમ માનજો. તેવી પણ મુકિતને તમે અનુક્રમે મેળવી શકશો. તેમાં ઉતાવળ કરવી ન જોઇએ. ચતુર પુરૂષો કયારે પણ ઉતાવળને વખાણતા નથી. સાહસ કરનારા પુરૂષને પાછળથી ખેદ કરવો પડે છે. તે વિષે એક કુટુંબીનું દૃષ્ટાંત પ્રખ્યાત છે.

**એક કુટુંબીનું દૃષ્ટાંત.**

**સુસીમ**–નામના ગામમાં એક જડ કુટુંબી (કણબી) રહેતો હતો, તે જયારે ચોમાસુ આવે ત્યારે કાંગ અને કોદરા જેવા હલકા ધાન્ય વાવતો અને વર્ષાદના સિંચનથી ઉગેલા અને પાકેલા તે ધાન્યોને આનંદથી ખાતો હતો. એક વખતે પોતાના

---

૧ અહિં મુકિત બહુજનની પ્રીતિવાળી, અરૂપી અને નિર્ગુણ છે અને સ્રી ઘણાં પુરૂષો પર રાગવાળી, રૂપ અને ગુણ વગરની હોય તે ત્યાજય છે.

સગાંવાહાલાંઓને મળવાની ઇચ્છાથી તે માળવ દેશમાં આવેલા પૂરણ નામના એક ગામમાં ગયો. ત્યાં તેના સગાઓએ તેને ઘી, ખાંડ સાથે ઘઉંના માંડાનું મધુર ભોજન કરાવ્યું. તે જમીને તૃપ્ત થયેલો તે કણબી જેમાં હલકા ખોરાકથી હંમેશા પેટ બાળવામાં આવે છે, એવા પોતાના શુદ્ર દેશને ગાળો આપવા લાગ્યો. પોતાના પેટ ઉપર હાથ ફેરવી તેણે સ્વજનોને કહ્યું, "અરે બંધુઓ, તમોને ધન્ય છે કે જે તમો અમૃત રસને પણ નીચુ કરી દે એવું આવું સ્વાદિષ્ટ ભોજન હંમેશા મેળવો છો, આવા ભોજનના બીજ મને આપો તો હું એ બીજ મારા દેશમાં ફેલાવું." તેની આવી માંગણી ઉપરથી તે લોકોએ તે કણબીને શેલડી અને ગોધૂમના બીજ આપ્યા અને આદરપૂર્વક શેરડીના ક્ષેત્રની તથા તેને પીલવાના કામની રીતિ તેને સમજાવી. આથી મનમાં પોતાની દુરાશાના તરંગોને ઉછાળતો તે કણબી હર્ષ પામતો પોતાને ગામ આવ્યો. લોકોએ અને તેના પુત્રોએ તેને ઘણુંએ વાર્યો, તોપણ માંડાનો રસ ખાવાની લોલુપતાથી તેણે અપરાધીની જેમ પોતાના ક્ષેત્રમાં લગભગ તૈયાર થઇ ગયેલા ધાન્યને લણી નાંખ્યું. પછી પોતાની પાસે પહેલાનું જે દ્રવ્ય હતું, તે ખર્ચી તે સ્થૂળ જમીનમાં એક કૂવો ખોદાવા માંડયો; ઘણું ઉંડું ખોદતાં પણ તેમાંથી પાણી નીકળ્યું નહીં, પરંતુ ઉલટું તેની આંખોમાંથી પાણી નીકળી ગયું.[1]

હે સ્વામિનાથ, જેવી રીતે તે મૂઢ કણબી ખાંડમાંડા ખાવાની લોલુપતાથી પોતાના હાથમાં આવેલા અન્નને ગુમાવી બેઠો અને ખાંડ તથા માંડાના નવા ધાન્યને ન મેળવવાથી અતોભ્રષ્ટ સ્તતોભ્રષ્ટ થઇ લોકોમાં ઉપહાસ્યનું પાત્ર થયો, તેવી રીતે તમે આ હાથમાં આવેલા સંસારના સુખ ઉપર દ્વેષ કરી મુક્તિના સુખને માટે યત્ન કરો છો, તો તમે પણ ઉભય ભ્રષ્ટ થઇ લોકોમાં હાસ્યનું પાત્ર થશો."

પોતાની પત્ની સમુદ્રશ્રીના આવા વચન સાંભળી જંબૂકુમાર શંખના જેવો મધુર ધ્વનિ કરી બોલ્યા. "ભદ્રે, તારામાં આવું વાણીનું આચાર્યપણું કોને કર્યું છે? ગૃહસ્થોનું સુખ કેવું છે? તે સાંભળ; જન્મ, જરા, આધિ, વ્યાધિ અને મૃત્યુથી હણાયેલું તે ગૃહસ્થોનું સુખ

૧ અર્થાત્ દ્રવ્યની હાનિ થવાથી તેને રોવું પડયું.

વિષથી મિશ્રીત એવા સાકરના જલ જેવું છે, તેથી હિતની ઇચ્છા રાખનારા પુરૂષોને તે અગ્રાહય છે. જે યતિઓને વ્રતનું દુઃખ છે, તે પરિણામે સારૂં છે. તેથી અમે તેને દુઃખ ગણુતા નથી. જે દુઃખની ભીતિ રાખનારો છે, તેને ખેતી વગેરે બધો ઉદ્યોગ ફલીભૂત થતો નથી. કુશળ પુરૂષો રાજાની મેહેરબાની મેળવવામાં, ધન કમાવામાં, નિધાનનો લાભ સંપાદન કરવામાં અને ધર્મ કરવામાં કાળ કે અકાળ જોવા બેશતા નથી. મોક્ષની લક્ષ્મી ગમે તેવી હો, પણ જો તેને મહા પુરૂષોએ માન્ય કરી છે, તો પછી મારે માન્ય છે. જે માર્ગે મહાજન જાય છે, તેજ માર્ગ કહેવાય છે. જે પુરૂષો પ્રમદાઓના શરીરને સુંદર ધારી ઘણાં હર્ષથી સેવે છે, તે કોઇ એક કાગડાની જેમ અવશ્ય જીવિતથી ભ્રષ્ટ થઇ જાય છે. તે કાગડાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

**કાગડાનું દૃષ્ટાંત.**

વિંધ્યાચળની અટવીમાં જાણે બીજો નાનો વિંધ્ય ગિરિ હોય, તેવો એક વૃદ્ધ હાથી હતો. એક વખતે ગ્રીષ્મ ઋતુમાં તેને અતિ લુક લાગવાથી તે નર્મદા નદીના તીર ઊપર આવતાં મૃત્યુ પામી ગયો. તેના મુડદાને જોઇ એક શીયાળનું ટોળુ જાણે પોતાને અક્ષય નિધિ પ્રાપ્ત થયો હોય તેમ અધિક હર્ષ પામવા લાગ્યું. તેણે માંસ ખેંચી ખેંચી તે હાથીના મુડદાનું ગુદદ્વાર ખુલ્લુ કરી મુકયું. પછી કરોડો કાગડાઓ ધણી વગરના નગરમાં જેમ દિવસે ચોર પેશે અને નિકળે તેમ તે ગુદદ્વારમાં પેશવા લાગ્યા અને નીકળવા લાગ્યા. આ પ્રમાણે કાગડાઓ ગમનાગમન કરતા હતા, તેવામાં વિશેષ લુબ્ધ એવો એક કાગડો અંદરના માંસનું ભક્ષણ કરવામાં રસિક થઇ તેની ગુદદ્વારના ભાગમાં ગડીને સ્થિર રહી ગયો. તેવામાં ગ્રીષ્મ ઋતુના તડકાને લઇને તે મુડદાનું ગુદદ્વાર સંકોચીને બીડાઇ ગયું. તે કાકપક્ષી અંદર પૂરાઇ ગયો. તે સમયે તે પક્ષીના કાળની જેમ વર્ષા ઋતુનો કાળ આવ્યો. મેઘની પ્રથમ વૃષ્ટિ થતાં તે નર્મદા નદીમાં મોટું પૂર આવ્યું. પાષાણની જેમ જલના તરંગો તે ગજેંદ્રના મૃત શરીરને સમુદ્રમાં ઘસડી ગયા. પોતાની સ્ત્રી નર્મદા નદીને અનુસરનારા, તે હાથીના શરીરને હેરાન કરનારા તે કાગડા ઉપર જાણે ગુસ્સો આવ્યો હોય તેમ સમુદ્રે જલના મારથી તે ગુદદ્વારને પહોળું કરી કાગડાને બાહેર કાઢી નાંખ્યો.

મધ્ય સમુદ્રમાં આવેલા કાગડાએ પ્રત્યેક દિશામાં દૃષ્ટિ નાંખી, ત્યાં સર્વ જગત્ જલમય હોય તેવું તેના જોવામાં આવ્યું એટલે તેણે જીવવાની આશા છોડી દીધી. ક્ષણવાર ઉડી આસપાસ ફરતો પણ પાછો નિરાશ થઇ ત્યાંજ બેશતો હતો. થોડીવાર પછી તે જોતાંજ તે ગજેંદ્રનું મુડદું સમુદ્રના તરંગોએ ડુબાડી દીધું. પછી થોડીવારેજ તે મુડદાને આધારે કાગડો દૈવને આધીન થઇ તેજ સ્થળે ડુબી ગયો. હે સમુદ્રશ્રી, તે કાગડાની જેમ હું સ્ત્રીના શરીર ઉપર લુબ્ધ થઇ આ સંસારરૂપી સમુદ્રમાં ડુબી જવા ઈચ્છતો નથી."

જંબૂ કુમારના આ વચનો સાંભળી બીજી સ્ત્રી પદ્મશ્રી બોલી– "પ્રાણનાથ, મુક્તિ વિષેનો પણ લોભ કલ્યાણકારી નથી. લોભને સર્વ આપત્તિરૂપ નદીઓની ઉત્પત્તિનો સ્થાનરૂપ મહાન્ પર્વત કહેલો છે. હે કૃતાર્થ સ્વામિન્, જે પુરૂષો અધિક–અધિક લોભ કરનારા છે, તેઓ પોતાની મૂલ વસ્તુને પણ હારી જાય છે. તે વિષે લોભરૂપી રોગમાં મહાન્–ઔષધરૂપ એવી એક વાનરની કથા છે, તે સાંભળો.--

**એક વાનરની કથા.**

ત્રણ પ્રવાહોથી ત્રણ માર્ગે ચાલનારી ગંગા નદી છે. જે ગંગા નદી વિકાશ પામેલા નેત્રોરૂપી કમળોની શ્રેણીથી જાણે કલહંસ પક્ષીઓના જોડલાના ક્રીડા કલહને જોતી હોય તેવી દેખાય છે. તે ગંગા નદીના તીર ઉપર એક વાનર અને વાનરી પરસ્પર સંસારી રાગથી બદ્ધ થઈ રહેતા હતા. તેઓ ગંગા નદીના વનમાં અથવા જલ જાંબવાના ઘાટા વૃક્ષોવાળા જલ ઉપર પ્રેમ લગાડી ફરતા હતા. એક વખતે વાનર તીર ઉપર રહેલા જલ જાંબવાના વૃક્ષ ઉપર ચડતાં જલમાં પડી ગયો. તે વા નર ( વા–નર ) એટલે વિકલ્પવાળો નર હતો, તે પોતાનું સવિકલ્પ નરપણું છોડી નિર્વિકલ્પ નર ( પુરૂષ ) બની ગયો. તે જોઇ તેની સ્ત્રી વાનરીએ વિચાર્યું કે "આ તીર્થના પ્રભાવથી મારો ભર્ત્તા વાનર મટી નર થઈ ગયો તો જો હું પણ તેવી રીતે પડું તો વાનરી મટીને નારી થઇ જઇશ." આવું વિચારી તે વાનરી પણ તે જલમાં પડી એટલે તે નારી થઇ ગઇ. બંને યોનિથી જન્મ પામ્યા વગર મનુષ્યરૂપે થઇ તે વનમાં ભોગવિલાસ કરવા લાગ્યા. એક વખતે વાનરમાંથી નર થયેલા તે પુરૂષે વિશેષ લો-

ભથી પોતાની સ્રીને કહ્યું કે-હે પ્રિયા, આ જલ જાંબવાનું વૃક્ષ પોતાના મહિમાથી પશુને મનુષ્યપણું આપે છે. તો તે મનુષ્યને દેવપણું પણ આપે, એમ હું માનું છું. માટે આપણુ બંને તે ઉપરથી પાછા જળમાં પડીને દેવતા બનીએ, કારણકે, દેવતાઓને જે સ્વેચ્છા સુખ મળે છે. તે મનુષ્યોને મળતું નથી." સ્રીએ ઉત્તર આપ્યો. "સ્વામિનાથ હવે વધારે લોભ કરવો નહીં. આ મનુષ્યપણામાં આપણને શી ન્યૂનતા છે?" આ પ્રમાણે કહી સ્રીએ તેને વાર્યો, તથાપિ 'તું બ્હીકણુ હૃદયવાળી છે' એમ કહી તેણીની અવગણુના કરી તે પુરૂષે જલમાં ઝંપાપાત કર્યો. તે વખતે તેજ વૃક્ષથી પાછો તે વાનર બની ગયો. આ દુઃખથી પાછો તે ફરીવાર પડયો તો પણુ તે પુનઃ પુરૂષ થયો નહીં. તે પછી તેણે પોતાની સ્રીને મનુષ્યપણાથી છુટી પુનઃ વાનરી થવાને ઘણી ખુશામત કરી તો પણ તેણીએ તેમ કરવું કબુલ કર્યું નહીં. જાતિવંત મણિ હાથ આવ્યા પછી તેને કોણુ છોડી દે?

એક વખતે તે વાનરની સ્રી કામદેવના વિરહવાળી રતિની જેમ ગંગાના તીર ઉપર રમતી હતી, તેણીને હસ્તિનાપુરના રાજાના પુરૂષો પકડી ગયા, અને તેણીને રાજાને સોંપી દીધી, જગત્‌ની સર્વ સુંદરીઓનું લાવણ્ય જાણે પિંડિત થયું હોય, સર્વ સૌંદર્યનો સાર જાણે સંચિત કર્યો હોય, તેવી તે સુંદર સ્રીને રાજાએ પોતાના અંતઃપુરની અધીશ્વરી બનાવી દીધી. પેલા વાનરને કોઇ મદારીએ પકડયો અને તેને એવી નૃત્યકળા શીખવી કે, તે નૃત્યકળા જોઇ લોકો તે મદારીને ઘણું દ્રવ્ય આપવા લાગ્યા. તે મદારી ફરતો ફરતો તે વાનર સાથે હસ્તિનાપુરમાં આવી ચડયો. વાનરના નૃત્યથી નગરના ધનાઢ્ય લોકોને વિસ્મય પમાડતો તે મદારી અનુક્રમે રાજાની સભામાં જઈ પોહોંચ્યો. ત્યાં મદારીએ વાનરને નચાવા માંડયો. તોપણુ નઠારા નટની જેમ તે વાનર નાચ્યો નહીં. રાજાની સાથે એક આસન ઉપર બેઠેલી તે રાણીને જોઇ વાનરે રૂદન કરવા માંડયું. રણભૂમિમાં ઘોડો હઠ પકડતાં જેવો સુભટને ખેદ થાય, તેવો ખેદ રાજસભામાં વાનર પ્રતિકૂળ થતાં મદારીને થઇ પડયો. આ વખતે તે વાનર પોતાનો પતિ છે એમ જાણી રાણી આ પ્રમાણે બોલી. 'હે વાનર, જેવો કાળ હોય તે પ્રમાણે વર્ત્તવું જોઇએ. વધારે લોભ કરી પેલા જલજાંબવાના ઝાડ ઉપરથી

પડ્યો તો હવે મનુષ્યપણું શામાટે સંભારે છે?" આ પ્રમાણે રાણીના વચન સાંભળી પ્રતિબોધ પામેલા વાનરે નૃત્ય કરી રાજાને ખુશી કરી દીધો. પછી રાજાએ મદારીને ઇષ્ટ ધન આપી તે વાનરને છોડાવી દીધો. ત્યારબાદ રાજાએ તે રાણીને પુછ્યું કે, "પ્રિયે, તેં શો મંત્ર આપ્યો કે, જેથી તે વાનરે નૃત્ય કર્યું?" રાણીએ પોતાનો સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો. તે સાંભળી કામી રાજાએ વાનરનો અધિક લોભ દૂષણ રૂપ હતો છતાં તેને ગુણ રૂપે માન્યો; કારણકે, જો તે વાનર મનુષ્ય રૂપે રહ્યો હોત તો આ સુંદર સ્ત્રી તેની રાણી ન થાત."

હે સ્વામીનાથ, તેથી અમે ઇચ્છીએ છીએ કે સંસારવાસને યોગ્ય એવું સુખ પ્રાપ્ત કર્યા પછી તમે અધિક લોભથી મોક્ષ સુખની ઇચ્છા રાખી તે વાનરની જેમ મૂલ સુખમાંથી પડો નહીં. અમે આ વાત તમારા હિતની ઇચ્છાથી કહીએ છીએ." જંબૂકુમાર બોલ્યો, "હે વાચાલ સ્ત્રી, સત્પુરૂષો ધર્મની અંદર લોભને પણ વખાણે છે, કારણ કે, જે મુક્તિની ઇચ્છા; તે લોભ રૂપી રોગનું ઔષધ છે. જે પુરૂષ મોહની નિદ્રામાં પ્રમાદી થઈ મોક્ષના સુખને માટે યત્ન કરતો નથી, તે **પુણ્યસાર** નામના કુલપુત્રની જેમ મનુષ્ય જન્મથી ભ્રષ્ટ થઈ શોક કરે છે.

**કુલપુત્ર પુણ્યસારનું દૃષ્ટાંત.**

જેમાં આવેલા ગૃહો પોતાની શોભાવડે વિમાનનો પણ તિરસ્કાર કરે છે, એવું **ભોગપુર** નામે એક નગર છે. તેમાં વિપરિત નામવાળો **પુણ્યસાર** નામે એક કુલપુત્ર રહેતો હતો. તેનું ભરણ પોષણ કરવાનો જાણે અગાઉથી ભય લાગ્યો હોય તેમ માતા પિતા તેની બાલ્યવયમાંજ મૃત્યુ પામી ચાલ્યા ગયા હતા. પછી તેના મોશાળીયાઓએ સ્નેહથી નહીં પણ લોકલજ્જાથી તેને ઉછેરી મોટો કર્યો. પુણ્યસાગર જ્યારે યૌવનવયમાં આવ્યો ત્યારે તેના મોશાળીયાઓએ એક શીળવતી કન્યા સાથે તેનો વિવાહ કર્યો. પછી તે પુણ્યસાર સ્ત્રી સાથે મોશાળગૃહમાં રહી દાસપણાથી પોતાની આજીવિકા ચલાવતો હતો.

એક વખતે કેટલાએક મિત્રોની ગોષ્ટી કરતાં તેના સાંભળવામાં

આવ્યું કે, "સમુદ્રમાં ઉંચી જાતના રત્નો રહેલા છે." આ સાંભળી તે મૂર્ખ હર્ષના આવેશથી બોલી ઉઠયો કે, "જો હું સમુદ્રને ઉલેચી રત્નોનો મોટો સંચય ન કરૂં તો મને પુણ્યસારને બદલે અહંકાર વગરનો **પાપસાર** કહેવો." આવી પ્રતિજ્ઞા લઇ ઘેર આવ્યો અને તેણે પોતાની પત્નીની આગળ તે પ્રતિજ્ઞા કહી, ત્યારે શુશીલ પત્નીએ તેને વારવા માંડયો, ત્યારે તે આક્ષેપ કરીને બોલ્યો. "અરે વરાકી, તું શા માટે ખેદ કરે છે? સમુદ્રમાંથી લાવેલા રત્નો વડે તારા અલંકારો થવાના છે. એ નક્કી માનજે." પછી તેણે પોતાના મોશાળીયા પ્રત્યે એ વાત કહી એટલે તેઓ પણ તેને અટકાવવા લાગ્યા. ત્યારે તેણે તેમને પણ અવળી રીતે કહ્યું કે. "મારા શિવાય તમારા ઘરનું મફતનું દાસપણું બીજો કોણ કરે." તે પછી પુણ્યસાર એક લોઢાની કુંડી લઇ વેગથી સમુદ્રને કાંઠે ગયો. તે વખતે તેને જોઈ જાણે હાથમાં કમંડળ લઇ અગસ્ત મુનિ જતો હોય તેમ લોકો ચિંતવવા લાગ્યા. જેમાં દુર્ધર એવા પૂરથી હજારો નદીઓના જલના પ્રવાહો પડે છે. તોપણ જેની ઇચ્છા પૂર્ણ થતી નથી, એવા સમુદ્રને કાંઠે બેશી તેનું જલ પેલી લોઢાની કુંડીવડે ઉલેચવા પુણ્યસાર તૈયાર થયો. જળ ઉલેચતાં તે બોલ્યો. "હે સમુદ્ર, જો તું તારી અંદર રહેલા રત્નોના સમૂહને છોડી દે, તો હું કૃપાથી તને છોડી મુકું" આવા વચનોથી સમુદ્રને તર્જના કરતો પુણ્યસાર કયા કયા લોકોના ઉપહાસ્યનું પાત્ર નથો થયો! જ્યારે લોકો તેને તેમ કરતો અટકાવતા ત્યારે તે લોકોને કહેતો કે, અરે લોકો, હું તમારો ભાગીદાર કે વિરોધી નથી છતાં તમે મારી સંપત્તિને કેમ સહન કરી શકતા નથી?" આવી રીતે સમુદ્રનું જળ ઉલેચતાં છ માસ થઇ ગયાં, ત્યાંસુધી તેણે અન્ન પાણી છોડી દીધા અને તે જરા પણ મનભંગ થયો નહીં. આવી તેની શ્રદ્ધા જોઈ સમુદ્રનો **સુસ્થિત** નામનો દેવ તેની ઉપર સંતુષ્ટ થઇ ગયો. અપવાદથી ભય પામનારા તે દેવતાએ સમુદ્રમાંથી જળને ઉલેચનારા તે પુણ્યસારને દારિદ્રરૂપી અંધકારને દૂર કરનાર સૂર્યના જેવું ચિંતામણી રત્ન બતાવ્યું. પોતે વિજયી થયો, તેથી ખુશી થઇ પુણ્યસારે તે રત્નને પોતાના મલિન વસ્ત્રના છેડા સાથે બાંધ્યું અને પછી પોતાનો શ્રમ સફળ થયેલો જાણી તે પોતાને પ્રથમ વારનારા

લોકોને તિરસ્કાર કરવા ઇચ્છતો ત્યાંથી ચાલી નીકળ્યો. આગળ ચાલતાં કોઇ ગામમાં આવ્યો. ત્યાં કોઈ મુસાફરખાનામાં ઉતરી ગામમાંથી ભિક્ષા માગી અન્ન લાવી તે વડે તેણે લાંબા વખતની ક્ષુધા દૂર કરી. પછી રાત્રે સુઇ ગયો. નિદ્રામાં જેની ગાંઠે રત્ન બાંધેલું હતું, તે વસ્ત્ર દૂર થઇ ગયું. તેવામાં કોઇ બીજો મુસાફર આવી ચડ્યો. તેના પગમાં તે વસ્ત્રની ગાંઠ અફળાણી, તે ઉપરથી તેણે તે ગાંઠ છોડી ત્યાં નિર્ભાગીને દુષ્પ્રાપ્ય એવું તે રત્ન તેના જોવામાં આવ્યું. તરતજ તેણે એક પાષાણનો કટકો તે રત્નને ઠેકાણે બાંધી તે રત્ન લઈ લીધું. અને તે પ્રતિદિન તે ચિંતામણી રત્નની પૂજા કરી. જે વસ્તુ મેળવવાની ઇચ્છા થાય તે વસ્તુ મેળવવા લાગ્યો.

નિર્ભાગી પુણ્યસાર પ્રાતઃકાળે સૂર્યના કિરણો થતાં જાગ્રત થયો. પછી તે દરિદ્રી પોતાનું વસ્ત્ર લઈ હર્ષની ઉર્મિઓથી પ્રેરાયેલો હોય તેમ ઉતાવળો માર્ગનું ઉલ્લંઘન કરી પોતાને ઘેર આવી પોહોચ્યો. ઘેર આવી પોતાની પત્ની અને સ્વજનોને એકઠા કરી તેણે કહ્યું, કે, “ તમે બધાઓ મને વારતા હતા, પણ છેવટે હું સમુદ્ર પાસેથી ચિંતામણી રત્ન લઇને આવ્યો છું. ” એમ કહી તેણે જેવામાં વસ્ત્રની ગાંઠ છોડી તેવામાં જાણે દારિદ્રને ક્રીડા કરવાનો દડો હોય તેવો પાષાણનો કટકો પ્રગટ થઇ આવ્યો. તે જોઇ “ તારે લાયક ચિંતામણી મળી ચુક્યો ” એમ બધાએ તેનું ઉપહાસ્ય કરવા માંડ્યું. પુણ્યસાર તો જાણે મરી ગયો હોય, તેમ કાંઇ પણ બોલી શક્યો નહીં. ”

હે પદ્મશ્રી, તે પુણ્યસારની જેમ મને આ સંસારરૂપી સમુદ્રમાં મનુષ્ય ભવરૂપી ચિંતામણિ મળ્યો છે, તેને જો હું મોહ નિદ્રામાં ગુમાવી બેસું, તો હું પોતેજ ઉપહાસ્યનું પાત્ર બનું. જંબૂકુમારના મુખથી આ વચનો સાંભળી ત્રીજી સ્ત્રી પદ્મસેના બોલી–“ પ્રાણપ્રિય, જે વસ્તુ પ્રાપ્ત થાય, તેનાથી સંતોષ માનવો યોગ્ય છે. નહીં તો ઉંચા વૃક્ષ ઉપર ફળો જોઇને હૃદય ફાટી જાય છે. જે પુરૂષ જે મળ્યું હોય તેને છોડી દે અને જે મળ્યું ન હોય તેને વિશેષ મેળવવા માટે યત્ન કરે તો, તે એક શીયાળની જેમ ઉભય ભ્રષ્ટ થઇ પાછળથી હેરાન થાય છે.

**એક શીયાળની કથા.**

કોઇ એક શીયાળ નદીની આસપાસ મુખમાં માંસ લઇને ફરતો હતો. તેવામાં કાદવવાળી જમીનમાં લીન થયેલ એક મત્સ્ય તેના જોવામાં આવ્યો. તત્કાળ પેલું માંસ મુખમાંથી છોડી દઇ તે મત્સ્યને પકડવા દોડયો, તેવામાં તે મત્સ્ય નદીમાં ચાલ્યો ગયો અને પાછળથી શમળી આવી તે માંસને લઇ ગઈ. તેથી તે શીયાળ હૃદયમાં પીડા પામી આક્રંદ કરવા લાગ્યો. ત્યારે કોઇ કૌતુકી મુસાફર તે માર્ગે નીકળ્યો. તેણે તે શીયાળનો અધિક લોભ જોઇ આ પ્રમાણે કહ્યું. " અરે શીયાળ, તું મુખમાં રહેલા માંસને છોડી વધારે લોભથી મત્સ્યને પકડવા દોડયો, તેથી તું માંસ અને મત્સ્ય–બંનેમાંથી ભ્રષ્ટ થયો છે, હવે શા માટે રૂદન કરે છે ? " તે પ્રમાણે હે પ્રિય, તમારા હાથમાં આવેલા આ ભોગ ઉપર તમે અનાદર રાખો છો અને મોક્ષના સુખ ઉપર આદર રાખો છો, પરંતુ જો કર્મયોગે એ બંને સુખ નહીં મળે તો તમે પણ બીજાઓને શોક કરવા યોગ્ય થઇ પડશો. અમે ઇચ્છિએ છીએ કે, તમારી એ દશા ન થાઓ. "

જંબૂકુમાર બોલ્યા-હે સૌભાગ્યવતી સ્ત્રી, તું મારા કલ્યાણની ઇચ્છા રાખી મને ઉપદેશ આપે છે, પરંતુ જે મેળવ્યું હોય તેને સંભાળી રાખવું, એ વાત કોને ન રૂચે ? પરંતુ વનિતાઓની વાણી રૂપ ચોર સ્ત્રીઓ મેળવેલા ધર્મને પણ હરી લે છે, તેઓનો પરાજય કરી વિદ્યુન્માળીના જેવો નહીં થાઉં.

**વિદ્યુન્માલીનું દ્રષ્ટાંત.**

વૈતાઢય પર્વત ઉપર ઘણી શોભાવાળું **ગગનવલ્લભ** નામે નગર છે. તે નગરમાં આવેલા મણિમય ભવનોની ભીંતોમાં પડેલા લોકોના પ્રતિબિંબથી-જ ચિત્રો કાઢેલા હતા. તેની અંદર વિદ્યાધર **વિદ્યુન્માલી** અને **મેઘરથ** નામે બે સહોદર બંધુ રહેતા હતા. તેઓ બંનેને કોઇ વખતે **માતંગી** નામની વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. જ્યારે પુરૂષોને માતંગી વિદ્યા સાધવી હોય ત્યારે તેમને એક ચંડાળની પુત્રીને પરણી ચંડાળના વાસસ્થાન

માં એક વર્ષ સુધી બ્રહ્મચર્ય પાલીને રહેવું પડે છે. ત્યારે એ વિદ્યા તેમને સિદ્ધ થાય છે. એ વિદ્યા મેળવવાને માટે વૃક્ષ ઉપરથી જેમ બે પક્ષીઓ ઉતરે તેમ તેઓ વૈતાઢ્ય પર્વત ઉપરથી નીચે ઉતર્યા પછી ચંડાળનો વેષ ધરી તે બંને વસંતપુર નગરમાં આવ્યા. જ્યાં ચંડાળો રહેતા હતા તે સ્થાને તેઓ ગયા અને એક ચાંડાળ કુળના વૃદ્ધ પુરૂષને મળ્યા. તે વૃદ્ધ ચાંડાળે તેમને પુછ્યું કે, "તમે કોણ છો ?" તેઓ બોલ્યા "અમે એક ચંડાળોના નાયકના પુત્રો છીએ. પિતાના અપમાનથી ખેદ પામી અમો બંને પાટલીપુત્ર નગરમાંથી તમારા જેવા ધણીની શરણે આવ્યા છીએ. તે બંનેને ગુણી અને ભકત જાણી તે વૃદ્ધ ચાંડાળે પોતાની બે પુત્રીઓ સાથે હર્ષથી તેમનો વિવાહ કર્યો. પછી મેઘરથે દોષ રહિત બ્રહ્મચર્ય પાળી માતંગી વિદ્યા સાધી લીધી. અને વિદ્યુન્માલી કોયલ જેમ કાગડીને ચાહે તેમ તે ચંડાળીને અંત્યંત ચાહવા લાગ્યો. અને તેણીની સાથે વિષય ભોગમાં પડી ગયો. થોડે કાળે મેઘથી સિંચન થયેલી ભૂમિ જેમ અંકુરને ધારણ કરે તેમ તે ચંડાળીએ ગર્ભને ધારણ કર્યો. જ્યારે એક વર્ષ પૂર્ણ થયું એટલે મેઘરથે માતંગી વિદ્યા સિદ્ધ કરી. તે વખતે તેના જાણવામાં આવ્યું કે વિદ્યુન્માલીથી ચાંડાળીને ગર્ભ રહ્યો છે, તેથી તે વિદ્યુન્માલી પાસે આવી આ પ્રમાણે બોલ્યો—"હે બાંધવ, તારા જેવા સત્કુળવાળા વિદ્યાધરે આ શો ગજબ કર્યો ?" વિદ્યુન્માલી લજ્જાથી નમ્ર મુખ કરી બોલ્યો. "ભ્રાતા, મારો અપરાધ ક્ષમા કરો. હવેથી એક વર્ષ સુધી વધારે રહી હું માતંગી વિદ્યા સાધીશ, એક વર્ષ પછી મારી ચિંતા કરજો." વિદ્યુન્માલીની આ પ્રતિજ્ઞા સાંભળી કામદેવને જીતનાર પુરૂષ જેમ બ્રહ્મપદને પામે તેમ મેઘરથ પોતાના નગરને પ્રાપ્ત થયો. ત્યારબાદ એક વર્ષ વીત્યા પછી મેઘરથ પોતાના બંધુનો સ્ત્રીના બંધમાંથી ઉદ્ધાર કરવા પાછો વસંતપુરમાં આવ્યો. ત્યાં પોતાના બંધુ વિદ્યુન્માલીને ઉત્સંગમાં બાલકને રમાડતો જોયો અને તેની સ્ત્રી ચાંડાળીને પુનઃ સગર્ભા થયેલી અવલોકી. તે જોઇ મેઘરથે કહ્યું, "અરે બંધુ, તું તો નિર્લજ અને વિકળ થયેલો લાગે છે. કે જેથી નગરની ગટરમાં જેમ હંસ અનુરાગી થાય તેમ તું આ અધમ સ્ત્રીનો અનુરાગી થાય છે." વિદ્યુન્માલીએ કહ્યું, "ભ્રાતા, મારી રેખા ખલપુરૂષોમાં થઇ છે અને તમારી

રેખા ઉપકારી પુરૂષોમાં થઇછે, જેથી આવી દશામાં રહેલા એવા પણ મને પ્રતિબોધ કરવાને માટે તમે વારંવાર આવો છો. હવે એકવાર પાછા જાઓ. હું એ વિદ્યાને જરૂર સાધીશ. એક વર્ષ પછી મારો ઉદ્ધાર કરવા આવજો. " બંધુના આ વચન સાંભળી મેઘરથ પાછો ચાલ્યો ગયો. એક વર્ષ થયા પછી તે ફરીવાર પાછો આવ્યો, ત્યાં તો વિદ્યુન્માલી બે બાળકોને રમાડતો તેના જોવામાં આવ્યો અને પેલી ચંડાળી સગર્ભા જોવામાં આવી. તે જોતાંજ તેનું મન અતિશય ખિન્ન થવા લાગ્યું, તત્કાળ મેઘરથ તેનાથી કંટાળીને ચાલ્યો કે જે ફરીવાર પાછો આવ્યોજ નહીં. હે બાલે, હું તે વિદ્યુન્માલીની જેમ ગુરૂજનને ખેદ કરાવીશ નહીં. "

જંબૂકુમારના મુખથી આ દ્દષ્ટાંત સાંભળી તેની ચોથી સ્ત્રી કનકસેના બોલી—" હે સ્વામિનાથ, જેમ અતિકામથી વિચિત્રવીર્ય રાજા, અતિ કોપથી કૌરવો, અતિ અભિમાનથી રાવણ અતિ જુગારથી નળ રાજા અને અતિક્રૂરતાથી પરશુરામ નાશ પામ્યા હતા, તેમ તમે અતિ લોભથી શંખધમકની જેમ નાશ પામશો.

**શંખધમકનું દ્રષ્ટાંત.**

શાલિગ્રામ નામના ગામમાં એક સારો ભાગ્યવાન્ કણબી રહેતો હતો. તે હંમેશા શંખ વગાડી મૃગ વગેરે પશુઓને નસાડીને પોતાના ક્ષેત્રની રક્ષા કરતો હતો. એક વખતે તે રાત્રે હાથમાં શંખ લઇને તે ક્ષેત્રની રક્ષા કરવા ગયો. જ્યારે રાત્રિનો અવસાન કાળ થયો, એટલે તે સૂતો ઉઠી શંખ વગાડવા લાગ્યો. તેટલામાં કેટલાએક ચોર લોકો ગાયોના ધણ હરી લઇને તે ક્ષેત્રની આસપાસ જતા હતા, આ શંખનો ધ્વનિ સાંભળી તેઓએ ધાર્યું કે, અકસ્માત્ રક્ષક ( પોલીશ ) લોકો આપણને પકડવા આવી પહોંચ્યા. આમ ધારી તેઓ બધું ગાયોનું ધણ છોડી દઇ પોતાના દેહને પણ ભાર રૂપ માનતા દશે દિશાઓમાં નાશી ગયા અને તે વખતે અંધકાર ઉપર મિત્ર બુદ્ધિ કરવા લાગ્યા. તે પછી પ્રાતઃકાળે તે કણબી ક્ષેત્રની આસપાસ ફરતો હતો, તેવામાં સ્વેચ્છાથી ફરનારા લોકોની જેમ તે ગોવાળ વગરનું ગાયોનું ધણ તેના જોવામાં આવ્યું, તેને તે ગામમાં લઇ ગયો. તે વડે લોકો પાસેથી દ્રવ્ય અને યશ બંને

તેને પ્રાપ્ત થયા. આથી તેનામાં વિશેષ લોભ થયો એટલે તે ખેડુત હંમેશા રાત્રે વિશેષ શંખ વગાડવા લાગ્યો. એક વખતે ફરીવાર પેલા ચોર લોકો ગાયોનું ધણુ સાથે લઇ તે ક્ષેત્રની આગળ નીકળ્યા, ત્યાં તે શંખનો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. તત્કાળ તેઓ વિશેષ હીંમતથી અને બુદ્ધિથી વિચાર કરી કહેવા લાગ્યા કે, " આપણે પેહેલા પણ આજ ઠેકાણે શંખનો ધ્વનિ સાંભળ્યો હતો, તો કોઇ પુરૂષ આ ક્ષેત્રની નજીક શંખ વગાડનાર હોવો જોઇએ. અને તેજ પુરૂષે પેહેલા પણ શંખ વગાડીને આપણી ગાયોના ધણનો ત્યાગ કરાવ્યો હતો, જો આ વાતની ખાત્રી થાય તો આપણે તે શંખધમક પુરૂષને હણી નાંખવો જોઇએ. " આવું વિચારી તે ચોર લોકો શંખના શબ્દને અનુસારે તે ક્ષેત્રમાં દાખલ થઇ ગયા. ત્યાં તે શંખ વગાડનાર કણબી જોવામાં આવ્યો, તત્કાળ તેને પકડી તેનો શંખ ભાંગી ઘણો માર મારી તેને મૃતપ્રાય કરી દીધો હતો.

હે પ્રાણેશ, આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું કે, તે કણબીએ અધિક લોભ ન કર્યો હોત તો તે એવી ભારે વિપત્તિને પામત નહીં, તેવી રીતે તમે પણ પ્રાપ્ત થયેલા ભોગથી સંતોષ માની લ્યો. મોક્ષની સ્પૃહાનો વિશેષ લોભ કરો નહીં.

જંબૂકુમાર બોલ્યા—" હે પ્રિયા, ભોગ અને સંતોષ એ બંનેનો મેળજ આવતો નથી, કારણકે ભોગને ભોગવનારા કોઇ પણ પ્રાણીને સંતોષ થતો નથી. જેમ જેમ સંગ થાય છે, તેમ તેમ પ્રાણી વિશેષ મગ્ન થતો જાય છે. એક **વાનર** અધિક અધિક સંગ કરવાથી નાશ પામ્યો હતો.

**વાનરનુ દ્રષ્ટાંત**

સમગ્ર પ્રાણીઓને ક્રીડા કરવાના સ્થાનરૂપ **વિંધ્ય** નામે પર્વત છે. તેની અંદર શત્રુઓના સમૂહને મારી નાંખનારો એક યૂથપતિ વાનર રહેતો હતો. એક વખતે તે ટોળામાં રહેતો એક બીજો વાનર તે યૂથપતિ વાનરનીપ્રિય વાનરી સાથે એકાંતે રહેલો હતો. આ ખબર યૂથપતિના જાણવામાં આવતા તે ક્રોધથી તેને મારવા દોડી આવ્યો. તેને આવતો જોઇ પેલો વાનર ખીત્કાર શબ્દ કરી પાષાણોના ગોળા ફેંકતો પૃષ્ટ

ભાગે પેલી વાનરીને રાખી ક્રોધના આવેશથી તેની સામે દોડયો. તેઓ બંને સામસામે યુદ્ધ કરવા લાગ્યા. કોઇએ તેમને યુદ્ધ કરવાની કળા શીખવી નહતી, છતાં તેઓ જાણે તે કળાને જાણતા હોય તેમ યુદ્ધ કરતાં જોઇ, કેટલાએક સીકારીઓ તેવું કદિ જોયેલ નહિ તેથી વિસ્મય પામી ગયા. પેલા અજેય પરાક્રમવાળા યુવાન વાનરે તે વૃદ્ધ વાનરને હરાવી દીધો એટલે તત્કાળ તે નાશી ગયો. તડકાના તાપથી અને માર્ગના શ્રમથી તે વૃદ્ધ વાનર અતિ તૃષાતુર થઇ ગયો. આથી તેણે કોઇ મોટી વિશાળ શિલા ઉપર રહેલ શિલાજીતની અંદર જલની બુદ્ધિથી પોતાનું મુખ નાંખ્યું. તેમાં તેનું મુખ એવું ચોટી ગયું કે, તેને તે ઉખેડી શકયો નહીં. પછી તેણે પોતાના બે હાથ તેમાં નાંખ્યા, તે બંને હાથ પણ ચોટી ગયા. જ્યારે હાથ ઉખેડી શકયો નહીં એટલે બે પગ નાખ્યા, તે પણ ચોટી ગયા, એવી રીતે બધા અવયવો ચોટી જવાથી તે વાનર જાણે ખીલાઇ ગયો હોય તેમ બની છેવટે મૃત્યુને પામી ગયો. હે પ્રિયે, તેવી રીતે શીલાજીત જેવા આ વિષયભોગ છે. તેની અંદર તૃષ્ણાથી મોહિત બુદ્ધિવાળો થઇ તે વાનરની જેમ હું વિપન્ન થવાનો નથી.

આ પ્રમાણે વીર જંબૂ કુમાર પોતાની ચાર પ્રિયાઓને ચતુરાઇથી પ્રતિબોધિત કરી મનની અંદર માનવા લાગ્યો કે, મેં હવે કામદેવના સુભટોનું અર્ધું કટક ભેદી નાંખ્યું છે.

આ વખતે તેની પાંચમી પ્રિયા નભઃસેના બોલી—"હે પ્રિય, મને લાગે છે કે, મોક્ષના સુખમાં આનંદને ધારણ કરનાર મુનિઓનું વૃંદ જોઇ આપનું મન તેને માટે ઉત્સુક થાય છે અને તેથી આપ ઉતાવળા થાઓ છો, પરંતુ જે કામ સ્પર્ધાથી કરવામાં આવે તે પ્રાયઃ સારા પરિણામવાળું હોતું નથી. તે ઉપર વિદ્વાનો બે વૃદ્ધ ડોશીનું દૃષ્ટાંત આપે છે.

**બે વૃદ્ધ ડોશીઓનું દ્રષ્ટાંત.**

પૂર્વે નંદિગ્રામમાં સિદ્ધિ અને બુદ્ધિ નામે બે વૃદ્ધ સ્ત્રીઓ રહેતી હતી. તેઓ બંને જરાવસ્થા અને દારિદ્રમાં સમાન હતી, તેથી તે બંનેની વચ્ચે મૈત્રીભાવ ઉત્પન્ન થયો હતો. તે બંનેમાં સિદ્ધિ એ દારિદ્રના દુઃખથી પીડિત થઇ પ્રભાવના

નિધિ જેવા ભોગિલ નામના યક્ષની આરાધના કરી, તેથી તે યક્ષ તેણીને હંમેશા બે સોનામોહોર આપવા લાગ્યો. જગતને પ્રિય એવા વસંત ઋતુના ચૈત્ર અને વૈશાખ માસથી જેમ વેલી પલ્લવિત થાય, તેમ એ સિદ્ધિ ડોશી તે બે સોના મોહોરોથી ઘણી સંપત્તિને પ્રાપ્ત થઇ ગઇ. એક વખતે બુદ્ધિ ડોશીએ સિદ્ધિ ડોશીને કહ્યું કે, "હે સખી, પહેલા આપણે બંને સરખી સ્થિતિમાં હતા, તો હાલ તારા વસ્ત્રો તથા આભૂષણોના દેખાવથી તું જાણે બદલાઇ ગઇ હોય. તેમ દેખાય છે ? પછી સરળ હૃદયવાળી સિદ્ધિએ પોતાને યક્ષ તરફથી જે લાભ મળે છે, તે વાત બુદ્ધિને કહી સંભળાવી. તે વાત સાંભળી બુદ્ધિએ પણ તે યક્ષની આરાધના કરી. જ્યારે યક્ષ પ્રસન્ન થયો એટલે તેણીએ સિદ્ધિના કરતાં બમણું મળે તેવી માગણી કરી. યક્ષે પ્રત્યક્ષ થઇ તેણીને પ્રતિદિન ચાર સોનામોહોરો આપવા માંડી, આથી મૃદુપવનથી [1]સરસીની જેમ બુદ્ધિ સિદ્ધિના કરતાં દ્વિગુણ વિલાસો ભોગવવા લાગી. તે જોઇ સિદ્ધિએ પુનઃ યક્ષની વિશેષ આરાધના કરી બુદ્ધિથી બમણી સમૃદ્ધિ માગી લીધી. તે જોઇ પાછી બુદ્ધિએ તેણીનાથી બમણી સમૃદ્ધિ માગી. આ પ્રમાણે થવાથી ભોગિલ યક્ષને તે સ્ત્રીઓના સંકટમાં આવી પડયા જેવું લાગ્યું. તેથી તેના હૃદયમાં ખેદ ઉત્પન્ન થયો. તે જોઇ સિદ્ધિએ બલાત્કારે તેની આરાધના કરી પોતાની એક આંખ કાણી થવાનું વરદાન માગ્યું. આથી સિદ્ધિ એક આંખે કાણી બની ગઇ. પછી બુદ્ધિ વગરની બુદ્ધિએ તે યક્ષની આરાધના કરી "સિદ્ધિના કરતાં મારે બમણું થાઓ" એવી માગણી કરી તેથી યક્ષે બુદ્ધિને બે આંખે કાણી કરી દીધી. આથી પુષ્કળ વૈભવ પ્રાપ્ત થયાં છતાં પણ બુદ્ધિના હૃદયમાં ભારે સંતાપ ઉત્પન્ન થયો હતો."

હે સ્વામિનાથ, તેવી રીતે મોક્ષની ઇચ્છા રાખનારા મુનિઓની સાથે સ્પર્ધા બાંધી વર્ત્તનારા એવા આપને તે વૃદ્ધ ડોશી બુદ્ધિની જેમ હાનિ થશે."

જંબૂ કુમાર બોલ્યો "હે માનિની, આ તારા વચનોની પદ્ધતી

---

૧ તલાવડી.

ભવીજનના ઉઘડેલા તત્ત્વરૂપી નેત્રની અંદર ધૂડની વૃષ્ટિ કરવા જેવી છે. તમારા જેવા માણસોના વચનો ઉપર સન્માર્ગને છોડી દે તેવા પુરૂષો તો બીજા સમજવા, હું તો કદિપણ સન્માર્ગને છોડવાનો નથી. તે ઉપર એક અશ્વનું દ્રષ્ટાંત છે, તે સાંભળ.

**એક અશ્વનું દ્રષ્ટાંત.**

"સર્વ પ્રકારની સમૃદ્ધિઓનું જાણે સંકેત સ્થળ હોય તેવું **સાકેત** નામે એક નગર છે. તેની અંદર બાહ્ય અને આંતર શત્રુઓને જીતનારો **જિતારિ** નામે રાજા હતો. તે નગરમાં તે રાજાના પ્રસાદનું સ્થાનરૂપ **જિનદાસ** નામે એક શ્રાવક હતો. રાજાએ એક વખતે તે જિનદાસને ઘેર એક રત્ન જેવો અશ્વ થાપણ મુકયો હતો તે જિનદાસ તેનું સારી રીતે પાલન કરતો હતો. તે ગૃહસ્થના ઘરમાં એ અશ્વના અંગ તથા ઉપાંગ જેમ જેમ વધવા લાગ્યા તેમ તેમ રાજાને સંપત્તિ વધવા લાગી અને તેના શત્રુઓને વિપત્તિ વધવા લાગી. જિનદાસ પ્રતિ દિવસ તે અશ્વ ઉપર ચડી તેને સરોવરમાં પાણી પાવા લઇ જતો અને ત્યાંથી જ્યારે પાછો વળતો ત્યારે તેને એકજિનાલયની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કરાવતો હતો. પછી તે અશ્વ ઉપર બેઠો બેઠો જિનેશ્વર ભગવાનને નમસ્કાર કરી પોતાને ઘેર આવતો હતો. આવા નિત્યના અભ્યાસથી તે અશ્વ જિનદાસનું ઘર, સરોવર અને જિનાલય સિવાય બીજે જવાનો કોઇ પણ માર્ગ જાણતો નહોતો. એક વખતે જિતારી રાજાના શત્રુ રાજાઓએ સભામાં સર્વને પુછ્યું કે— "શું આપણું રાજ્ય જેને બીજી [1]જીભ થઇ હોય તેવા માણસની જેમ જિતારિ રાજાથી તો તુટી નહીં જાય?"

તે વખતે પૃથ્વી ઉપર ગુપ્ત રીતે ફરનારા તેમના બાતમીદારો બોલ્યા– "મહારાજા, પોતાના સ્વામીના રાજ્યનું રસાયનરૂપ અને શત્રુઓની કુલ લક્ષ્મીને ક્ષયરોગરૂપ જિતારિ રાજાનો અશ્વ જ્યાંસુધી જયવંત છે, ત્યાં સુધી બીજાઓનો ઉદય કેવી રીતે થવાનો?" બાતમીદારોના આ વચન સાંભળી પોતાને ડાહ્યો માનનારા એક મંત્રીએ પ્રતિજ્ઞા કરી કે, "હું તે જિતારિ રાજાના અશ્વને અલ્પ સમયમાં

૧ માણસને બીજી જીભ થાય તો તે મૃત્યુ પામે છે.

હરી લાવીશ." આવી પ્રતિજ્ઞા કરી તે મંત્રી તરત ચાલ્યો અને સાકેત નગરમાં આવી પોહોંચ્યો. તેણે કપટથી શ્રાવકનો વેષ લીધો, અને તે સાકેત નગરમાં સર્વ જૈન બિંબોની પૂજા કરવા લાગ્યો. તેની આવી શ્રાવક ધર્મની પ્રવૃત્તિ જોઇ જિનદાસ શ્રાવક ભોળવાઈ ગયો. અને સાધર્મિવાત્સલ્ય કરવાને માટે તેને તે પોતાને ઘેર લાવ્યો. ત્યાં જિનેશ્વરની પૂજા કરી ખોટા કેટલાએક નિયમો બતાવી તેણે જિનદાસને ઘેર ભોજન કર્યું. પછી જિનદાસના આગ્રહથી તે મંત્રી ધર્મવાર્ત્તા કરવાને ત્યાં રાત્રિવાસ રહ્યો. તેવામાં તે રાત્રે કોઇ મિત્રને ઘેર વિવાહનો પ્રસંગ આવ્યો, તેથી તે મિત્રે જિનદાસને પોતાના વિવાહોત્સવમાં ભાગ લેવાને પ્રાર્થના કરી બોલાવ્યો. તે વખતે જિનદાસ ક્ષણવાર અશ્વની ચિંતામાં પડ્યો. સર્વ ગોપનીય વસ્તુઓમાં પણ વધારે ગોપનીય એવા તે અશ્વને પોતાના પુત્રાદિકને પણ સોંપવામાં અવિશ્વાસી એવો જિનદાસ છેવટે પોતાને ઘેર મેહેમાન થયેલા તે કપટ શ્રાવક મંત્રીને તે અશ્વ રક્ષણ કરવા સોંપી ચાલતો થયો. મુખે ગાય જેવો અને બીજે શરીરે વાઘ જેવો તે કપટી શ્રાવક વિચારવા લાગ્યો કે—"આજે મને સાધ્ય વસ્તુ સિદ્ધ થઇ ચુકી." પછી જ્યારે અર્ધી રાત્રિ થઈ એટલે તે પેલા ઘોડા ઉપર બેઠો અને તેને પોતાના નગર તરફ હંકાર્યો. નિત્યના અભ્યાસ પ્રમાણે અશ્વ પ્રથમ પેલા સરોવર પાસે જઇ પછી જિનાલયમાં આવી તેને ત્રણ પ્રદક્ષિણા કરી પાછો પોતાને ઘેર આવ્યો. કપટ મંત્રીએ તેને ફરીવાર હંકાર્યો તોપણ તે સરોવર અને જિનાલયને પ્રદક્ષિણા કરી પાછો ઘેર આવ્યો. એ પ્રમાણે ઘણીવાર હંકાર્યો તથાપિ તેણે તેજ પ્રમાણે ભ્રમણ કર્યા કર્યું. એવી રીતે થતાં રાત્રિના અંધકારનો નાશ થઈ ગયો અને પ્રત્યુષ કાળ થયો. એટલે તે કપટી અશ્વને છોડી નાશી ગયો. અને વારંવાર રાત્રે ભ્રમણ કરવાથી જેને કલેશ થયો છે, એવો તે અશ્વ તેની અશ્વશાળામાં પેશી ગયો. પ્રાતઃકાલે નગર જનોએ જિનદાસને પુછ્યું કે, "શું તમે રાત્રે અશ્વને ફેરવ્યો હતો.?" આવા લોકોના વચનથી તે ચકિત થઇ ગયો. તત્કાળ તે અશ્વની પાસે આવ્યો ત્યાં અશ્વને અતિશય શ્રાંત થઇ ગયેલો જોયો. પછી તપાસ કરતાં કપટી શ્રાવકનું વૃત્તાંત તેના જાણવામાં આવ્યું. પોતાનો અશ્વ બચી ગયો તેથી તે

પોતાના આત્માને પુણ્યવંત માનવા લાગ્યો. ગૃહસ્થ જિનદાસ પછી હર્ષના અશ્રુઓથી અશ્વને ન્હવરાવી તેનો વિશેષ સત્કાર કરવા લાગ્યો હતો. **પશુને પણ શીખડાવેલા ગુણો ગૌરવને માટે થાય છે.** હે પ્રિયા, તે અશ્વને જેમ તે જિનદાસે સરોવર, જિનાલય અને ઘર એ ત્રણ માર્ગો બતાવ્યા હતા, તેમ મને પણ મારા ગુરૂએ મારા હિતને માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રના ત્રણ માર્ગો બતાવેલા છે, તે ત્રણ માર્ગોને કદિપણ નહીં છોડનારો હું કોને માનવા યોગ્ય નહીં થાઉં ?"

જંબૂકુમારના આવા વચન સાંભળી તેની છઠ્ઠી સ્ત્રી **કનકશ્રી** બોલી—"પ્રાણપ્રિય, ખેતી પણ અનુક્રમે ફલે છે, માર્ગ અનુક્રમે ઓલંગાયછે. અને પર્વતની ટોચ ઉપર પણ અનુક્રમે જવાય છે. તેવી રીતે મોક્ષ નગરમાં પણ અનુક્રમે જવું જોઇએ, અને વ્રત પણ અનુક્રમે લેવું જોઇએ. જે માણસ અનુક્રમ વગર ઉતાવળથી કામ કરે છે. તે પુણ્યહીનની જેમ શોકનું પાત્ર બને છે.

**પુણ્યહીનનું દૃષ્ટાંત.** પોતાની શોભાથી ઇંદ્રની નગરી અમરાવતીને પણ જીતનારી **જયંતી** નામે એક નગરી છે. તે નગરીમાં એક **કુલપુત્ર** રહેતો હતો. બાલ્યવયમાંજ તેના માતા પિતા અને બંધુઓ મૃત્યુ પામી ગયા, તેથી તેનો મામો તેને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં પણ તે કુલપુત્ર અગ્નિથી દાજ્યો. તે નિર્ભાગીને ઘેર લાવવાથી તેના મામાની લક્ષ્મી ચાલી ગઇ અને દારિદ્ર જાણે દેહ ધારણ કરીને તેના ઘરમાં રહ્યું હોય, તેમ બની ગયું, આથી મામાએ પણ તે કુલપુત્રનો ત્યાગ કરી દીધો. ત્યાંથી છુટીને તે **તામ્રલિપ્સી** નગરીમાં આવ્યો. ત્યાં કોઇ વેપારીની દુકાને અલ્પ લોભથી પડી રહ્યો. તેજ રાત્રે પાપી ચોર લોકોએ તે દુકાનમાં ચોરી કરી આથી લોકોએ તેનું નામ **પુણ્યહીન** પાડ્યું. દારિદ્રથી કંટાળી ગયેલો તે પુણ્યહીન સારી સ્થિતિમાં આવવા માટે એક વહાણમાં બેશી સમુદ્રની અંદર ચાલ્યો, તેવામાં તીક્ષ્ણ પવન છુટયો, તો પણ અલ્પ ધનના લોભમાં લુબ્ધ થઇ તે જરાપણ ડગ્યો નહીં. ક્ષણવારે જાણે તે પુણ્યહીનના સંગથી મલિન થયેલા પોતાના આત્માને શુદ્ધ કરવા ઇચ્છતું હોય તેમ તે વાહાણ ડુબી ગયું. પુણ્યહીન વાહાણના એક પાટીઆને વળગી માંડ માંડ સમુદ્રને કાંઠે આવ્યો, ત્યાં જેની અંદર ઉન્મત્ત હાથીઓ હાથિ-

ણીઓના રસમાં મત્ત થયેલા છે, એવું એક જંગલ તેના જોવામાં આવ્યું તે જંગલને તે ઓલંગી ગયો. આગળ જતાં તે જંગલરૂપી સમુદ્રમાં જાણે બેટ હોય, તેવું એક ઉત્તમ તોરણવાળું યક્ષમંદિર તેના જોવામાં આવ્યું. તેની અંદર જઇ પોતનું દારિદ્ર ટાળી નાંખવાને માટે તેણે યક્ષની સેવા કરવા માંડી. તેની સેવાથી દયાળુ હૃદયવાળો યક્ષ તેની ભક્તિને વશ થઇ આ પ્રમાણે બોલ્યો–"હે વત્સ, એક મયૂર હંમેશા આવીને તારી આગળ નૃત્ય કરશે, તે પછી તારી પાસેથી જતાં એક પોતાનું સુવર્ણનું પિંછું મુકતો જશે, તે પીંછું તારે ગ્રહણ કરવું, એમ કરતાં તે પીંછાનો સમૂહ તને ઘણી લક્ષ્મી કરનારો થઇ પડશે." યક્ષના આ વચન ઉપરથી તે પુણ્યહીન હંમેશા મયૂરનું પીંછ લેવા લાગ્યો. એક વખતે તેનામાં વિશેષ લોભ પ્રગટ થઇ આવ્યો. તેથી બધા પીંછા લેવા માટે તેણે તે મયૂરને પકડયો, તેના અપવિત્ર હસ્તનો સ્પર્શ થવાથી તે મયૂર તત્કાળ કાગડો થઇ ગયો અને જે તેના પીંછા પ્રથમ લીધેલા હતા, તે પણ બધા કાગડાના પીંછા બની ગયા. આથી તે પુણ્યહીન શત્રુની સેનાની જેમ સામી આવતી લક્ષ્મીને અટકાવી દૈવે કરેલા દારિદ્રના પ્રભાવને જીવિત સુધી અનુભવવા લાગ્યો."

હે પ્રાણ પતિ, તમે પણ જો આશ્રમના ક્રમનો લોપ કરી પ્રથમથીજ તપમાં તત્પર થશો, તો પૂર્વના પુણ્યના સમુહથી ભ્રષ્ટ થઇ તે પુણ્યહીનની જેમ ચિરકાળ દુઃખને અનુભવશો.

જંબૂકુમાર બોલ્યા—"હે ચતુરા, જે પુરૂષને મૃત્યુની સાથે શુદ્ધ મૈત્રી હોય તેજ પુરૂપે આશ્રમનો ક્રમ વિચારવો જોઇએ. જે જડ પુરૂષો પ્રાપ્ત થયેલી સામગ્રીને પરિવારના મોહને લઇને હારી જાય છે, તેઓ છેવટે **ક્રમઠ**ની જેમ ગાઢ પશ્ચાતાપ કરી અવશ્ય કલેશને પ્રાપ્ત કરે છે.

**કાદંબિની** નામે એક અટવી છે. તે [1]લંકા નગરીની જેમ

---

૧ અટવી પક્ષે પંક્તિ–શ્રેણી બંધ રહેલા શિરઃક્ષ્માભૃત્ એટલે મુખ્ય વડના વૃક્ષો. તેમની સાથે ઘાટા પલાશ એટલે કેશુડાના વૃક્ષોથી ભરપૂર એવી અને અમિત–અપરિમિત દ્રુ–વૃક્ષોથી રૂંધાએલી એવી અને અષ્ટાપદ જાતના પ્રાણીઓના નિવાસવાળી લંકાપક્ષે પંક્તિશિરઃ એટલે રાવણ જેનો ક્ષ્માભૃત્–રાજા છે. અને તેની સાથે અવિરલ–ઘણાં પલાશ–રાક્ષસોવાળી અને મિતદ્રુ–સમુદ્ર એલી અને અષ્ટાપદ સુવર્ણના ઘરવાળી.

**કમઠનું દૃષ્ટાંત.**

પંક્તિશિર ક્ષ્માભૃત્‌વાળી, અવિરલ પલાશ-વાળી અમિતદ્રુથી રૂંધાએલી અને અષ્ટાપદ નિવાસવાળી છે. તેની અંદર ઘણાં યોજનના વિસ્તારવાળો અને સદા જળને ધારણ કરનારો એક નદ (દ્રહ) હતો. જેની આસપાસ આવેલ સેવાળનો સમૂહ મજબૂત દીવાલના જેવો દેખાતો હતો. તેની અંદર પુત્રો, પૈત્રો અને દૌહિત્રો-ભાણેજોથી પરિવૃત્ત થઇ એક કાચબો રહેતો હતો. તે દ્રહની અંદર આવેલા એક મોટા દરમાં એવી નિર્ભયતાથી રહેતો કે, તે મૃત્યુને પણ ભૂલી ગયો હતો. એક વખતે પવનને લઇને તે શેવાળના જાળમાં એક છિદ્ર પડયું, તે છિદ્રને માર્ગે વાદળા વગરનો અને તારાઓથી સુશોભિત એવો શરદ્‌ ઋતુનો ચંદ્ર તેના જોવામાં આવ્યો. તેણે પૂર્વે ચંદ્રને જોયેલ નહીં, તેથી તેને ઘણો વિસ્મય થયો. ચિરકાળ સુધી તે ચંદ્રને જોઈ પછી પોતાની જ્ઞાતિના પરિવારના નેત્રોને ઉત્સવ આપવા તે જલની અંદર પોતાના સ્થાનમાં પરિવારને તેડવા ગયો. જેવામાં તે પોતાના પરિવારને તેડી ઉપર પાછો આવ્યો, તેવામાં ઘણો પવન થવાથી તે શેવાળ બંધ થયેલા કમાડની જેમ પથરાઈ ગઇ પછી તે બીચારો કાચબો બધા દ્રહને ડોળવા લાગ્યો. તથાપિ તે ચંદ્રને ફરીવાર જોઇ શકયો નહીં."

"હે પ્રિયા, તે કાચબાની જેમ હું કુટુંબના મોહથી મારા ગુરૂરૂપી ચંદ્રને છોડવાનો નથી." આ સમયે સાતમી સ્ત્રી કનકવતી બોલી--"હે પ્રાણેશ, જે પુરૂષ સ્વજનોની હિતકારી વાણી માને નહીં, તે પુરૂષને **માસાહસ** પક્ષીની જેમ વિપત્તિઓ નજીક રહેલી છે.

**માસાહસ પક્ષીનું દૃષ્ટાંત.**

કોઇ એક મુસાફર વનમાં ફરતો હતો. તેવામાં તત્કાળ હાથીનો સીકાર કરી તેના માંસથી તૃપ્ત થઇ મુખ ફાડીને સુતેલો એક સિંહ તેના જોવામાં આવ્યો. તે સમયે કોઇ પક્ષી માંસના કડકાના લોભથી તે સુતેલા સિંહના મુખમાં પેશતો હતો, તેને પેલા મુસાફરે "અરે સાહસ માકર" એમ કહી અટકાવવા માંડયો. તથાપિ તે માંસ લુબ્ધ પક્ષી તેના મુખ રૂપી કુવામાં પેશી ગયો. થોડીવારે સિંહ જાગ્યો અને

તેણે ચપેટાથી તે પક્ષીને જીવ રહિત કરી નાંખ્યું." હે પ્રાણનાથ, તે પક્ષીની જેમ તમે પણ તમારી પ્રિયાઓના વચનથી વિમુખ રહો છો, તો તમારૂં કુશળ નહીં થાય."

જંબૂકુમાર બોલ્યો—"હે સુભગે, જે આ જીવને હાનિથી બચાવે તેજ ખરો હિતકારી બંધુ છે. બાકીના જે આપત્તિ વખતે તટસ્થ ઉભા રહે છે, તેઓ શી રીતે બંધુ ગણાય.?

પ્રાણીને વિપત્તિમાં રક્ષા કરનાર પોતાનું શરીર કે કુટુંબ નથી. તે વિષે ત્રણ મિત્રોની કથા પ્રખ્યાત છે, તે શું તારા સાંભળવામાં નથી આવી?

**ત્રણ મિત્રોની કથા.**

જેમાં ઘણાં પ્રાણીઓ નિરંતર ફર્યા કરે છે, એવા એક છેડા વગરનો દેશ છે. જેનો પાર કેટલા એક ઘણા કાળ સુધી પણ મેળવી શક્યા નથી. તે દેશમાં વસ્તી ભરપૂર **નરસમુદ્ર** નામે એક નગર છે. તેની અંદર એવા નર રત્નો ઉત્પન્ન થાય છે કે જેથી ઇંદ્ર પણ તે નગરની સ્તુતિ કરે છે. તેમાં **ઉગ્રશાસન** નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેના તોષથી કેટલાએક દિવ્ય સમૃદ્ધિ પામતા હતા અને તેના રોષથી કેટલાએક નરકની વ્યથા પણ પામતા હતા. પાતાલથી તે સ્વર્ગ સુધી, કંથવાથી તે ઇંદ્ર સુધી અને જન્મથી તે મરણ સુધી તે બલવાન્ રાજાની આજ્ઞાને લોકો જરા પણ ઉલ્લંઘન કરી શકતા નહુતા. લોકોના ધન, ગરીબાઇ, યુવાવસ્થા, જરાવસ્થા, સુખ દુઃખ, અને યશ-અપયશ વગેરે બધું જગત્‌ના એક પ્રભુરૂપ એવા તે રાજાને આધીન હતું. જે સમર્થ રાજા પોતાના બળથી દેવતાઓને નારકી, નારકીને દેવતા દ્વિજ જનોને ચંડાળ અને ચંડાળોને દ્વિજજનો કરી શકતો હતો. તે રાજા ઉગ્રશાસનને **સચેતન** નામે એક મંત્રી હતો. સર્વ આરંભોને સિદ્ધ કરનારા તે મંત્રીએ પોતાની બુદ્ધિના બળથી પોતાના સ્વામીને તે તે ઉપાયો યોજી આબાદીમાં ઘણો વધાર્યો હતો. જે મંત્રી પોતાના મહારાજાના પ્રસાદથી સ્વર્ગ તથા નરકની સીમાવાળી પૃથ્વી ઉપર ફરી શકતો હતો, તેથી તે મંત્રી સુખ કે દુઃખમાં તેની સેવા છોડતો નહોતો. તે મંત્રી સચેતનને જન્મથી જેનો સંયોગ થયેલો છે,

એવો **સુરૂપ** નામે એક મિત્ર હતો તે મિત્રને તેણે પોતાની જાતે મુખમાં ગ્રાસ મુકીને ઊછેર્યો હતો તે સુરૂપને સ્નાન વિલેપન, વિભૂષણ સુગંધ મર્દન અને ભોજન વગેરેથી જે પ્રીતિ દર્શાવવામાં આવતી તેને સચેતન મંત્રી પોતાના સુખને માટેજ માનતો હતો. આહાર, વ્યવહાર, સ્થિતિ, ગતિ અને શયન પણ તેની સાથેજ કરતો હતો. આથી લોકોએ સુરૂપનું નામ નિત્યમિત્ર પાડયું હતું.

એક વખતે બુદ્ધિવાળી **સતિસ્મતી** નામની સચેતનની સ્ત્રીએ પોતાના સ્વામીને તે મિત્રને માટે કહેવું પડયું, કારણ કે, "**જાતિવંત કુલસ્ત્રીઓ પોતાના પ્રમાદી પુરૂષને જાગ્રત કરે છે.**" તે સ્ત્રીએ કહ્યું કે, સ્વામી, હું માનું છું કે, આ તમારો મિત્ર ઉપરથી રમણીય દેખાય છે. પણ અંદરખાને તે મલિન છે. છેવટે તે તમારા મારા વચ્ચે જુદાઇ પડાવશે. જ્યારે વિપત્તિનો કાળ આવી પડશે; ત્યારે તે મિત્ર તમારાથી જુદો પડી જશે, તે વખતે તે પણ તમારો ખરો સખા થશે નહીં. અગ્નિ લાગ્યા પછી શું કુવો ખોદાય છે? હે નાથ, મુખમાં એક આંખ હોય તો તે આંખ ગણાતી નથી અને રથને એક ચક્ર હોય તો તે ચક્ર ગણાતું નથી, તેવીરીતે એકજ મિત્ર, મિત્ર ગણાતો તો નથી, માટે જો તમે તમારા હિતેચ્છુ હોતો એક બીજો મિત્ર કરો" પત્નીની આવી પ્રેરણાથી તે સચેતન મંત્રીએ **સ્વજન** નામે એક બીજો મિત્ર કર્યો અને તે પ્રત્યેક પર્વને દિવસે તેને સ્નેહથી બોલાવી ખુશી કરવા લાગ્યો. આથી લોકોએ તે સ્વજનનું નામ **પર્વમિત્ર** પારયું, તે પછી એક વખતે તે સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે "પ્રાણનાથ આ તમારો મિત્ર પેલા નિત્યમિત્રના કરતાં તમને વિપત્તિને વખતે સુખદાયક થશે, પરંતુ તે પૃથ્વીની રક્ષા કરવાને માટે સારીરીતે સમર્થ નહીં થાય તેથી સુખે આરાધી શકાય તેવો અવિચલ મૈત્રી ધરનારો અને ઉત્તમ બળવાળો એક ત્રીજો મિત્ર કરો. આખા વિશ્વને હિતકારી અને શ્રીમાન એવો તેવો મિત્ર પ્રાયે કરીને સાધુ પુરૂષોની શાલામાં સેહેલાઇથી મેલવી શકાશે" પત્નીના આવા વચનથી તે મંત્રીએ તેવો મિત્ર શોધી કાઢયો. તે મિત્ર જ્યારે રસ્તામાં મલે ત્યારે તેને મંત્રી નમસ્કાર કરેતો અને ભાવપૂર્વક તેનું ધ્યાન કરે તો

તે મિત્ર તે પ્રમાણે કરવાથી સદા સંતુષ્ટ રહેતો, કારણ કે, ઉત્તમ મિત્રો માત્ર ભાવથીજ ગ્રાહ્ય થાય છે. જેનો સ્નેહ તેટલા વડે કાયમ નભવા લાગ્યો, તેથી લોકોએ તેનું નામ **પ્રણામમિત્ર** રાખ્યું. આ પ્રમાણે **નિત્યમિત્ર, પર્વમિત્ર** અને **પ્રણામમિત્ર** એ ત્રણ મિત્રો સાથે જોડાઇને તે મંત્રી પોતાનું જીવન નિર્ગમન કરવા લાગ્યો.

એક વખતે યમરાજ જેવો રાજા ઉગ્ર શાસન તે **સચેતન** મંત્રી ઉપર ઘણો ગુસ્સે થઇ આવ્યો. આથી મંત્રી પ્રથમ પોતાના નિત્યમિત્ર **સુરૂપ** ની શરણે આવ્યો અને તે બોલ્યો—" મિત્ર, મેં પ્રથમથીજ તારી ઉપર મારૂં પ્રેમ સર્વસ્વ અર્પણ કર્યું છે, આ વખતે રાજા તરફથી મારી ઉપર વિપત્તિ આવી છે, માટે મને સહાય કર્ય અને ઉજ્વળ યશ મેળવ્ય. " આવો અવસર ફરીવાર નહીં આવે. " મંત્રીના આવા વચન તે નિત્યમિત્ર સુરૂપે સાંભલ્યા ન સાંભલ્યા કરી નાંખ્યા. તેણે તે તરફ જરાપણ ધ્યાન આપ્યું નહીં. જાણે તેની અવગણના કરી હોય, તેમ તે મૌન ધરી પૃથ્વી ઉપર ચેષ્ટારહિત થઇ પડી રહ્યો. પોતાનો નિત્યમિત્ર આમ ફરી જવાથી તે સચેતન મંત્રી જેના મુખ ઉપર ગ્લાનિ આવી ગઇ છે અને જેનું બળ હણાઈ ગયું છે, એવો બની ગયો તે વખતે રાજા તરફથી વિરોધ થવાના ખબર જાણવામાં આવતાંજ પેલો બીજો **પર્વમિત્ર સ્વજન** તે મંત્રીની પાસે આવી આ પ્રમાણે બોલ્યો—" હે મિત્ર સચેતન, તું શા માટે ખેદ કરે છે ? હું ધન અને તનથી તારે માટે યત્ન કરીશ. સ્વેચ્છાચારી અને દુઃખે આરાધી શકાય એવો તે રાજા શું કરવાનો હતો ? પ્રિયમિત્ર, મારી ઉપર તારા ઘણાં ઉપકારો છે, હું તારા ઋણમાંથી કોઇપણ રીતે મુક્ત થઈ શકું તેમ નથી. " પર્વમિત્રના આવા વચન સાંભળી મંત્રીએ નિત્યમિત્રના કરતાં તેને બહુ માન આપ્યું અને તેની પ્રશંસા કરી. પર્વમિત્રે પોતાના મિત્રના બચાવ માટે ઘણાં યત્ન કરવા માંડયો, પરંતુ રાજાનો ભય વધવા માંડયો, તેવામાં પેલો ત્રીજો પ્રણામમિત્ર મંત્રીની પાસે આવી મજબૂત થઇ આ પ્રમાણે બોલ્યો—" મિત્ર, તારી બુદ્ધિવાળી મતિમતી પત્નીની પ્રેરણાથી હું તારી પાસે હાજર થયો છું. શા માટે શોક કરે છે ? હું તારી પાસે હાજર છું. મારી હાજરીથી વિષ્ણુ–વાસુદેવ જેવાં પણ તને કાંઇપણ કરવાને સમર્થ થઇ શકે

તેમ નથી. હે મિત્ર, મારૂં સામર્થ્ય જેવું તેવું નથી. મારી આજ્ઞાથી વર્ષાદ વર્ષે છે. સમુદ્ર મર્યાદા તોડી શકતો નથી, દ્રવ્યના નવનિધિઓ પ્રગટ થાય છે અને ચિંતામણિ તથા મંત્રોનો મહિમા સ્ફુરે છે. હું મારી મરજીથી નિર્ધનોને ધનવાન્ કરૂં છું, કુબુદ્ધિવાળાઓને સદ્બુદ્ધિવાળા બનાવું છું, મૃગલાઓને વાઘ કરી દઉં છું અને રાંકને ચક્રવર્ત્તી બનાવી દઉં છું. "મેં આ માણસનો કાંઇપણ સત્કાર નથો કર્યો," એવું તું મનમાં પણ લાવીશ નહીં. હું પ્રત્યુપકારની ઇચ્છા રાખતો નથી. હું ભાડાને તાબે રહેનારો નથી પણ શુદ્ધભાવને તાબે રહેનારો છું. તારો શુદ્ધભાવ છે, તેથી હું આજે તારા નિત્યના પ્રણામોનો અનૃણી થવા ઇચ્છું છું. હે મિત્ર, તું તારી પ્રિયા સહિત મારી સાથે ચાલ, હું તને જ્યાં ઉપદ્રવ ન થાય, તેવા સ્થાનમાં લઇ જઉં."

પ્રણામમિત્રના આ વચન સાંભળી મંત્રી સચેતન ખુશી થઇ ગયો. પછી વિશ્વના અને પોતાના હિતકારી એવા તે પ્રણામમિત્રને આગળ કરી મંત્રી પોતાની પ્રિયા સાથે તે પ્રદેશમાંથી ચાલી નીકળ્યો અને કોઇ દેવાલયમાં તેણે નિવાસ કર્યો. ત્યાં મંત્રી ઘણો સુખી થયો હતો, તથાપિ તે પ્રણામમિત્ર તેને ત્યાંથી પણ બીજે ઠેકાણે લઇ ગયો. કારણ કે, પ્રાયઃ **રાજ વિરૂદ્ધ માણસોને એક સ્થાને સ્થિતિ કરવી ઉચિત નથી.** વિશ્વને હિતકારી એવો પ્રણામમિત્ર તે પોતાના મિત્ર સચેતનને મૂલ નગરમાં લઈ જવાને એક સારા સ્થાનમાં લઇ ગયો, તે સ્થાનમાં પ્રણામમિત્રના પ્રભાવથી તે ચિરકાલ રહી ભોગ ભોગવવા લાગ્યો." રાજા ઉગ્રશાસન પોતાના બાતમીદારોથી અહીં રહેલા મંત્રીને જાણે નહીં, એવા ઇરાદાથી તે પ્રણામમિત્રે તેનો વેષ બદલાવી નાંખ્યો અને પછી તેને ત્યાં રહેલા સાર્થવાહની પાસે લઇ ગયો. સાર્થવાહે કહ્યું, "વત્સ, તું ભાગ્યવાન્ છે કે, જે તને આવો મિત્ર મલ્યો. અમે પણ એ મિત્રના બળથી એ નઠારા રાજા ઉગ્રશાસનને છોડવાની ઇચ્છા રાખીએ છીએ. તું હવે કદિ પણ એ મિત્રથી વિમુખ થઇશ નહીં. તેમ તારે કદિ પણ આ સાર્થને છોડી દેવો નહીં. તને આ માર્ગે ચાલતાં બે વાઘ મળશે, અને તે સામા ઉઠી આવશે, તો પણ તેઓનાથી તારે બીહવું નહીં. વળી રસ્તામાં ચાલતાં અંતરાય કરનારા દા-

વાનળ, પર્વત, જાળ અને ખાડાઓ આવશે, તેમને પ્રશમ, કોમળતા, સરળતા અને સંવરરૂપી મંત્રોથી નિવારીને આગળ ચાલ્યા કરવું. માર્ગે કોઈ સુંદર છાયાવાળું વન આવે તો તેમાં રોકાવું નહીં. ચોર લોકોનું સૈન્ય આવે તો તેને બલવડે જીતી લેવું. હે વીર, આ શીખામણ ધારણ કરીને આ રસ્તે ચાલીશ તો તું ધારેલા ઇષ્ટ નગરમાં પોહોંચી જઇશ."

સાર્થપતિની આ શીખામણ અને તેની આજ્ઞાને તે માન્ય કરી તે મંત્રી એવી સરલતાથી ચાલ્યો કે જેથી તે વિકટ જંગલને ઓળંગી નિર્વિઘ્ને શિવનગરમાં પોંહોચી ગયો. તે વખતે વિશ્વ હિતકારી પ્રણામમિત્ર બોલ્યો—"હે મિત્ર, આ નગર તરફ જો. જે નગરમાં ઉગ્રશાસન રાજાથી નિર્ભય થઇ લોકો સુખે રહેલા છે. આ નગરમાં તું નિત્ય યુવાવસ્થાવાલો અને મૃત્યુના ભયથી રહિત થઇ અનંતકાલ સુધી નિષ્કંટક સુખ ભોગવ્ય." આ પ્રમાણે કહી શુદ્ધ સ્નેહવાલો તે વિશ્વહિત પ્રણામમિત્ર પોતાના મિત્રને તે શ્રેષ્ઠ નગરમાં પ્રવેશ કરાવી ત્યાંથી પાછો વળી ગયો. કારણકે, તેને એવી રીતે સર્વ જગતનો ઉદ્ધાર કરવાનો છે.

જંબૂ કુમાર કહે છે, "હે સુંદરી, ઉપર કહેલી કથામાં શું તત્વ રહેલું છે? તે તું સાંભળ. જે દેશ કહેવામાં આવ્યો, તે આ સંસાર સમજવો. જે **નરસમુદ્ર** નામે નગર કહેવામાં આવ્યું તે **મનુષ્ય** ભવ સમજવો. જે **ઉગ્રશાસન** રાજા તે **કર્મનો વિપાક** જાણવો. જે **સચેતન** મંત્રી, તે જીવ અને તેની જે **મતિમતી** સ્ત્રી તે બુદ્ધિ સમજવી. જે તેનો **નિત્યમિત્ર** કહેવામાં આવ્યો તે **શરીર** સમજવું. જે બીજો **પર્વમિત્ર** કહેવામાં આવ્યો, તે **પરિજન—પરિવાર** સમજવો. અને જે ત્રીજો **પ્રણામમિત્ર** કહ્યો, તે **ધર્મ** જાણવો. જે રાજાનો **ક્રોધ**, તે **મત્યુ દશા** જાણવી, તેનું રક્ષણ નિત્યમિત્રરૂપ શરીરથી થઇ શક્યું નહીં. જ્યારે નિત્યમિત્રરૂપી દેહ જાણે ઓળખીતો જ ન હોય, તેમ નિશ્ચેષ્ટ થઇને ખાટલે પડયો, પછી બંધુવર્ગ રૂપી પર્વમિત્ર ધન અને વચનવડે પ્રયત્ન કરતો આવે છે, પરંતુ જ્યારે રાજાના કોપરૂપી મૃત્યુનો ભય વૃદ્ધિ પામે છે, એટલે ધર્મરૂપી પ્ર-

આમ મિત્ર તે મંત્રીરૂપી જીવને દોરીને સ્વર્ગલોકરૂપી બીજે સ્થળે લઇ જાય છે, પાછો તે જીવ ચ્યવીને મનુષ્ય ભવમાં આવે છે, જે સાર્થ કહેવામાં આવ્યો તે મુનિઓનો ગણ સમજવો. તે સાર્થનો સ્વામી તે ગુરૂ જાણવા. જે વેષ બદલાવવો તે **દીક્ષા** સમજવી. સાર્થપતિએ જે શિખામણ આપી, તે ગુરૂનો ઉપદેશ સમજવો. જે રસ્તામાં બે વાઘ કહ્યાં, તે રાગ અને દ્વેષ સમજવા. જે પ્રશમ વગેરેથી અટકાવી શકાય એવા દાવાનળ પ્રમુખ કહ્યા, તે ચાર કષાયો સમજવા. જે માર્ગે સુંદર છાયાવાળું વન કહેવામાં આવ્યું. તે **વિષયો** જાણવા અને ચોર લોકોની સેના કહી તે પરીષહો સમજવા. જે ભારે જંગલ કહેવામાં આવ્યું, તે **મોહ** સમજવો. અને જે ઇષ્ટ નગર કહેવામાં આવ્યું, તે મોક્ષ સમજવો. હે સુંદરી, તેથીજ હું આ દેહ અને કુટુંબનો સ્નેહ છોડી ધર્મની સેવા કરવાની ઇચ્છા રાખું છું"

આ વખતે આઠમી સ્ત્રી **જયશ્રી** બોલી—"હે પ્રિયપતિ, મનના ખોટા સંકલ્પો કરી સરળ હૃદયવાલી અમોને ચટ્ટ નામના તાપસની જેમ કેમ છેતરો છો?

**ચટ્ટ તાપસનું દ્રષ્ટાંત.**

**કૌશિક** નામના ગામમાં **ચટ્ટ** નામે એક ઘણો મૂર્ખ તાપસ રહેતો હતો. તે હંમેશાં શરીર ઉપર ભસ્મ ચોપડી ફરતો હતો. તેની વાણી પણ ઘણીજ રૂક્ષ—કઠોર હતી. એક વખતે તેણે સ્વપ્નામાં પોતાનો મઠ લાડવાના સમૂહથી ભરેલો જોયો, જ્યારે તે પ્રાતઃકાલે જાગ્રત થયો ત્યારે તેણે પશુના કરતાં પણ વધારે જડ જેવા પોતાના શિષ્યોને આ પ્રમાણે કહ્યું, " હે વત્સો, સાંભળો. આપણે હંમેશાં લોકોના ઘરમાંથી ભિક્ષા લાવીને ખાઇએ છીએ પણ સામગ્રીની ન્યૂનતાને લઇને આપણે કોઇને પણ જમાડયો નથી પરંતુ આજે મારામાં એવી શકિત આવી છે કે, જેથી હું સ્વેચ્છાથી બધા લોકોને જમાડી તૃપ્ત કરી બલિ અને કર્ણ વગેરે ઉદાર પુરૂષોની પંકિતમાં મારા આત્માને મુકી શકીશ. હે શિષ્યો, તમે એક મોટો મંડપ બનાવો અને સર્વ લોકોને ભોજનનું સત્વર આમંત્રણ આપો " ચટ્ટ તાપસના આ વચન ઉપરથી તેના શિષ્યોએ તરત મં-

ડપ ઉભો કર્યો અને સર્વ લોકોને નિમંત્રણ કર્યું. તરતજ લોકો વિસ્મય પામી એકઠા થઇ ગયા અને પંક્તિથી જમવા બેશી ગયા. અનુક્રમે તેમની આગળ થાળો મુકવામાં આવ્યા. તે વખતે ચટ્ટે પોતાના શિષ્યોને આ પ્રમાણે કહ્યુ " અરે શિષ્યો. શો વિચાર કરો છો ? આપણા મઠની અંદરથી લાડુઓ લાવો અને કાંગ અને કોદરા જેવા હલકા ધાન્યના રસને જાણનારા આ લોકોને પીરસી તૃપ્ત કરો " ચટ્ટ તાપસની આવી આજ્ઞા થતાં તે શિષ્યોએ મઠના દ્વાર ઉઘાડયાં, ત્યાં તેમાં લાડું કે કાંઇ પણ જોયું નહીં. તત્કાલ તેમણે ગુરૂને આવી જણાવ્યું કે, મઠમાં કાંઇ નથી તે મઠતો જીર્ણ થયેલા કુવાના જેવો તદ્દન ખાલી છે." તે સાંભળી, ચટ્ટતાપસ ભ્રગુટી ચડાવીને બોલ્યો " અરે મૂર્ખ શેખરો તમે સુઇ જાઓ, એટલે તે લાડુઓને જોઈ શકશો. મેં પણ સ્વપ્નામાંજ એ લાડુઓ જોયા હતા." આ સાંભળી લોકો તાલીઓ પાડી કલકલ શબ્દ કરતાં પોતપોતાને ઘેર પાછા ચાલ્યા ગયા અને લાડુની લાલચ છોડી જે પોતપોતાના ઘરમાં હતું તે ખાઇ શાંત થયા. હે સ્વામિનાથ, જેમ પોતાની બુદ્ધિમાં કલ્પિત એવા ભોજનના દાનથી લોકોમાં તે ચટ્ટ તાપસનો ઉપહાસ્ય થયો હતો. તેમ પણ સુખની ખોટી આશા ધારણકરી લોકોના ઉપહાસ્યનું પાત્ર થશો નહીં " જંબૂકુમાર બોલ્યો-' હે પ્રિયા, તને વિષયની તૃષ્ણા કેમ ક્ષોભ કરે છે ? હે વિદ્વાન્ સ્ત્રી, ગર્ભરૂપી અંધ કૂપમાં વસવાની પીડા શું તને નથી યાદ આવતી ? દેવતાઓ પણ જેનાથી ત્રાસ પામે છે, એવા ગર્ભરૂપી કુવામાંથી મુક્ત થઇ તું પાછી તેમાં ફરીવાર પડવાને કેમ ઇચ્છે છે ? તું લલિતાંગની જેમ તુચ્છ બુદ્ધિવાળી લાગે છે."

**લલિતાંગનું દ્રષ્ટાંત.**

વસંત રૂતુની જેમ [1]સુમનસની શ્રેણીથી શ્રેષ્ટ એવું **વસંતપુર** નામે નગર છે. તેમાં આશ્ચર્યની વાત એ છે કે [2]ગોપતિના કર કઠોર નહતા. તે નગરમાં યુદ્ધને વિષે તીક્ષ્ણ–હથીયારો વાપરવામાં રસિ

૧ વસંત સુમનસ–પુષ્પોની શ્રેણીથી શ્રેષ્ટ છે અને આ નગર સુમનસ–સારા વિદ્વાનોની શ્રેણીથી શ્રેષ્ટ છે.

૨ ગોપતિ–રાજાના કર–કઠોર નહતા એટલે થોડા કર હતા. અને ગોપતિ સૂર્યના કર–કિરણો કઠોર–આકરાં નહતા વસંત રૂતુમાં સૂર્યના કર આકરાં હોયછે.

ક એવો **શતાયુધ** નામે રાજા હતો. તેને નવયૌવનના બલથી છકી ગએલી **લલિતદેવી** નામે એક રાણી હતી. એક વખતે લલિતદેવી મેહેલના ગોખ ઉપર બેઠી હતી, તેવામાં તે નગરના શ્રીમાન્ ગૃહસ્થ **સમુદ્રદત્તનો** પુત્ર **લલિતાંગ** તેણીનાં જોવામાં આવ્યો. તે શ્રેષ્ટિપુત્ર જાણે શરીર ધારી કામદેવ હોય, તેવો દેખાતો હતો તે સુંદર તરૂણને જોતાં જ દુર્બલ ગાય જેમ કાદવમાં ખુંચી જાય તેમ તેણીની દ્રષ્ટિ તેના પર ખુંચી જઇ. મનની અને શરીરની ચેષ્ટા જાણવામાં ચતુર એવી ચતુરિકા નામની સખીએ તે વાત જાણી લીધી. યુવાન લલિતાંગ પણ મરૂ ભૂમિનો મુસાફર જેમ સરસીને જોઇને ઉભો રહે અને કોયલ જેમ આમ્રવૃક્ષની લતાને જોઈ સ્થિર રહે તેમ તે સુંદર કાંતિવાળી રસિક રમણીને જોઇ ચિરકાલ ઉભો રહ્યો, બંનેનો પરસ્પર પ્રેમ બંધાઇ ગયો.

એક વખતે રાજા શતાયુદ્ધ કૌમુદી મહોત્સવ જોવાને વનમાં ગયો. તે વખતે રાણી લલિતદેવી તે અવસરનો લાભ લેવાને પોતાને માથું દુઃખે છે, એવું બાનું કાઢી મેહેલમાં રહી હતી. તેણી કામદેવની **પ્રતિમાને** બ્હાને તે તરૂણ લલિતાંગને ચતુરિકા દાસીની પાસે મેહેલમાં બોલાવી લીધો. રાણીના શરીરરૂપી સરોવરમાં રમણ કરી તે યુવાને લાંબા વખતના વિરહનો તાપ શાંત કરી દીધો. યુવાન લલિતાંગ રતિ ક્રીડામાં મગ્ન થઇ ત્યાંજ પડયો રહ્યો, તેવામાં રાજા શતાયુધ વનમાં ક્રીડા કરીને મેહેલમાં આવ્યો. તે વખતે જરા ભય પામેલા ચતુર નાજર લોકોએ રાજાને આ પ્રમાણે કહ્યું, " હે પ્રજાપાલ, આપના રાણી પતિવ્રતા છે અને અમારી દૃષ્ટિ છલતાથી ભરેલી નથી, પરંતુ અમોને અભયદાન આપી આપે અંતઃપુરની તપાસ કરવી યોગ્ય છે. " નાંજર લોકોના આવા વચન ઉપરથી રાજા સિદ્ધ પુરૂષની જેમ કાંઇપણ શબ્દ કર્યા શિવાય છુપી રીતે જનાનામાં આવ્યો. તે કાલે ચતુરિકા દાસીની દૃષ્ટિ દ્વાર ઉપર હતી, એટલે તેણીએ તત્કાળ રાણીને જાહેર કરી દીધું. તેજ સમયે કામ રહિત થયેલી રાણી લલિતદેવીએ અંતરમાં ભય પામી સખીઓની સાથે તે પડેલા લલિતાંગને ઉપાડી પથ્થરની જેમ બારીએથી ગંદકીના ખાળ કુવામાં ફેંકો દીધો. કીડાઓના સમુહથી ભરપુર એવા કીચડથી ભરેલા અને

વમન તથા લાળના જથ્થાવાલા તે ખાળકુવાની અંદર પડેલો લલિતાંગ નરકના કીડાની તુલનાને પ્રાપ્ત થયો. રાણી લલિતદેવી પ્રતિદિન જમ્યા પછી જે અજીઠું હોય તે તેમાં નાંખતી તે વડે લલિતાંગ કુતરાની જેમ પોતાના પ્રાણનો નિર્વાહ કરતો હતો. તેમાં રહી કંટાળી ગયેલા લલિતાંગે પોતાના મનમાં વિચાર્યું કે, "જો હું આ મલના કુવામાંથી બાહેર નીકળું તો પછી કદિપણ વિષય ભોગવીશ નહીં." આવા આવા વિચાર કરતો અને જીવવાથી કંટાળી ગયેલો તે લલિતાંગ નારકીના જીવની જેમ જીવવા લાગ્યો. તેવામાં વર્ષાઋતુ આવી. એટલે વર્ષાદના ખોહોલા પાણીએ તેને તે કુવામાંથી બાહેર કાઢી નાંખ્યો. પછી જરા પરાક્રમ વિનાનો તે તણાંતો તણાંતો શેહેરની બાહેર આવેલી એક ખાઇમાં કચરાની જેમ પડી ગયો, જલથી જેનું શરીર ફૂલી આવ્યું છે, એવા તે લલિતાંગને જલના મોજાઓ તે ખાઇમાંથી ઉછાળીને કાંઠે લાવ્યા, તેવામાં જાણે તેના સત્કર્મની દશા હોય તેવી કોઇ ધાત્રી ત્યાં આવી ચડી, તેણીએ તેને જોયો. શરદઋતુ જેમ હંસને કમલ તરફ લાવે તેમ તે ધાત્રી તેને ઓલખી પોતાને ઘેર લાવી, અને સ્નાન વગેરે કરાવી તેને પાછો નવીન કરી દીધો." આ વખતે આઠે સ્ત્રીઓએ એકી સાથે જંબૂકુમારને કહ્યું કે, "તે લલિતાંગ પાછો પુષ્ટ શરીરવાળો થાય અને તેને જોઇ કામાતુર થયેલી તે રાણી તેને બોલાવે તો તેને તે રાણી પાસે જવું યોગ્ય છે કે ન જવું યોગ્ય છે? અરે! એક મંદ બુદ્ધિવાળો માણસ પણ જાણી શકે કે, તે રાણીની પાસે ફરીવાર જવું તેને યોગ્યજ નથી." આ વખતે જંબૂકુમાર બોલ્યો, "પ્રિયે, આ કથાનું [તત્ત્વ શું છે? તે સાંભળો, જે લલિતાંગ તે ભોગમાં લોલુપ એવો જીવ સમજવો. જે રાજાની રાણીના ભોગનું સુખ તે સુખ ભાગે—ઉપરથી મધુર એવું વિષય સુખ જાણવું. જે ખાળકુવામાં વાસ, તે ગર્ભવાસ સમજવો. જે અજીઠામલ વગેરેનું ભોજન, તે માતાના જમેલા અન્નપાણીના રસથી ગર્ભની આજીવિકા સમજવી. જે ખાળકુવામાંથી માંડમાંડ બાહેર નીકળવું, તે જન્મ સમજવું અને જે ત્યાંથી નીકળીને ખાઇમાં પડવું, તે સૂતિકાગૃહનો વાસ સમજવો. જે ધાત્રી તે સર્વને ટેકો આપનારી સત્કર્મની સ્ફુર્તિ સમજવી. જે સ્ફુર્તિથી પ્રતિપાલનને પામેલો જીવ

યોવન વયમાં સુંદર બને છે. જ્યારે તે ગર્ભવાસરૂપી કુવામાં રહેવાની વિડંબનાઓ સંભારવામાં આવે તો પછી કયો સચેતન પુરૂષ વિષયભોગમાં લોલુપતા કરે ? હે પ્રિયાઓ, સંયમરૂપી અમૃત વિદ્યમાન છતાં કયો સુબુદ્ધિ પુરૂષ વિષયોમાં રમણ કરે ? કારણકે, તે વિષયો ભોગવતાં ખારા જલની જેમ ઉલટી વધારે તૃષ્ણા ઉત્પન્ન કરે છે માટે તમે વ્રતનું અને વિષયોના સમૂહનું પરિણામ હૃદયમાં વિચારી જેનું પરિણામ તમોને સારૂં લાગે તેનું બુદ્ધિ પૂર્વક વિચારી સેવન કરો."

જંબૂ કુમારના આ વચનોથી તે આઠે સ્ત્રીઓ પ્રતિબોધ પામી ગઇ. તત્કાળ તેઓ બોલી ઉઠી કે, "સ્વામિનાથ, તમે જીત્યા છો. શું ઘુવડપક્ષીની સ્ત્રીઓ સૂર્યની સાથે સ્પર્ધા કરી શકે ? હે પ્રિય, તમોએ જે માર્ગનો આશ્રય કર્યો છે, તેજ માર્ગે અમારે આશ્રય કરવાનો છે. ગાડાનો અને ગાડીઓનો માર્ગ જુદો હોતો નથી. વળી તમો અમો આઠેને છોડી દઈ જે એક સ્ત્રીને વરવા સત્વર ઇચ્છા રાખો છો, તે મુક્તિ રૂપી સ્ત્રી જો કે અમારી સપત્ની છે, તો પણ અમો તેને જોવાની ઇચ્છા રાખીએ છીએ. હે પૂજ્યપાદ સ્વામી, મંદમતિવાળી અમો અબળાઓ તમારા એકની શરણે આવી છીએ, તેથી તમારે શિવમાર્ગે અમારી રાહ જોઇ અમોને સાથે લેવી જોઇએ."

આ વખતે પેલો ચોરપતિ પ્રભવ બોલ્યો—"કામદેવના બળને હરનારા હે સુકુમાર જંબૂકુમાર, તમારૂં આ ચરિત્ર જોઇ અમો ચોર પણ ચમત્કાર પામી ગયા છીએ. આ પૃથ્વી ઉપર સર્વથી બળવાન હાથી છે, તેનાથી ક્ષુધા બળવાન્ છે, ક્ષુધાથી ધાન્યના દાણા બળવાન છે, તેનાથી શિલા બળવાન્ છે, કે જેના પુત્રો–[1]પાષાણોના બળથી અબળા સ્ત્રીઓ તે ધાન્યના દાણાને દળી નાંખે છે. તેનાથી લોઢું બળવાન છે, તેનાથી અગ્નિ બળવાન્ છે, તેનાથી મેઘ બળવાન્ છે, તેનાથી તોફાની પવન બળવાન્ છે, તેનાથી સર્પ બળવાન્ છે, તેનાથી ગરૂડ પક્ષી બળવાન્ છે, તેનાથી વાસુદેવ બળવાન્ છે, તેનાથી ચક્રવર્તી બળવાન છે, તેનાથી દેવતા બળવાન છે, તેનાથી ઇંદ્ર બલવાન્ છે અને તેનાથી કામદેવ બલવાન છે. તેવા કામદેવને જીતનારા

---

૧ પાષાણોની ઘંટીથી ધાન્યના દાણાં દલાય છે.

અમે કોની સાથે સરખાવીએ ? હે વીર, ગંગા જેવી તમારી વાણીએ મારી વિષયતૃષ્ણા ગળી ગઇ છે, મારૂં મોહરૂપી રજ શમી ગયેલ છે અને મારો મનરૂપી હંસ હર્ષિત થયો છે. હવે હું મારા બંધુઓની રજા લઇ તમારી પાસે દીક્ષાવ્રત લઇશ." આ પ્રમાણે પ્રભવચોરે કહ્યું, તે સાંભળી, 'તને કોઇ હરકત નહીં કરે' એમ જંબૂકુમારે જણાવ્યું. પછી તે પ્રભવચોર તે ઘરમાંથી નીકળીને ચાલ્યો ગયો. તે પછી મોહના સમૂહને જેમ જંબૂકુમારે હર્યો, તેમ અંધકારને હરણ કરતો સૂર્ય ઉદય થયો. પ્રાતઃકાલે જંબૂકુમારે વ્રત લેવાનો નિશ્ચય કર્યો છે, એમ તેના માતાપિતા અને સસરાઓના જાણવામાં આવ્યું. આવી બાલ્યવયમાં પણ જંબૂકુમારની વ્રતની આસ્થા જોઈ તે માતાપિતા અને સાસુસસરાઓ પણ વ્રત લેવાને માટે યત્ન કરવા તત્પર થઇ ગયા. **એકજણ માર્ગે દોરનાર હોય તો પછી તેનો સાર્થ દોરાયજ છે.** તત્કાલ નિર્મળ જલથી ભરેલા સુવર્ણના કલશોવડે જંબૂકુમારને સ્નાન કરાવવામાં આવ્યું, તે જાણે તે કામદેવને જિતનાર થવાથી ઉત્તમ સુભટોની જાતિમાં શ્રેષ્ટ તરીકે તેનો અભિષેક કરવામાં આવ્યો હોય, તેમ તે દેખાવા લાગ્યો. "આ દેહના બલથી અંતરના પ્રબળ શત્રુઓનું બળ મારે જીતવું સ્હેલું થયું," એમ જાણે ધારતો હોય તેમ તેણે વીરપુરૂષની જેમ પોતાના દેહને ચંદનનું વિલેપન કર્યું. અંતરમાં પ્રજ્વલિત એવા ધ્યાનરૂપી અગ્નિના તેજ જાણે બાહેર ફુટી નીકલ્યા હોય, તેવા સુવર્ણમય ઘણાં આભૂષણોથી તેને વિભૂષિત કરવામાં આવ્યો. જેના સુગંધથી એકઠા મળેલા ભમરાઓના સમૂહના ગુંજારવથી શબ્દાયમાન થતી પુષ્પમાળાઓના ભારને વહન કરનારો જંબૂકુમાર જાણે જીતેલા કામદેવે છોડી દીધેલા હથીયારોને વહન કરતો હોય. તેમ દેખાવા લાગ્યો. ક્ષીરસાગરના કલ્લોલના જેવા ધોલા વસ્ત્રોથી શોભતું તેનું શરીર જાણે નઠારા પરિણામવાળા ચંડાળના જેવા પાપકર્મોની મલિનતાને હણવાને તૈયાર થયું હોય તેવું દેખાતું હતું. તે પછી તેણે તે તે ઉપહારથી શુદ્ધ હૃદયે શ્રી જિનભગવાનની પૂજા કરી, તે જાણે શિવનગરમાં જવાની વિદ્યા સાધ-

નારા એવા મને મંગળ થાઓ, એવી તેણે ધારણા કરી હોય તેમ દેખાતું હતું. તે પછી " સર્વને લક્ષ્મી છોડી દે છે અને હું લક્ષ્મીને બળાત્કારે છોડી દઉં છું," એમ ધારી તે દાનવીર જંબૂકુમારે પોતાનું સર્વ ધન નવક્ષેત્રોમાં ખર્ચી નાંખ્યું. ત્યારબાદ તે શિવરૂપી પ્રાસાદ ઉપર ચડવાનો દાદર હોય તેવી શિબિકા ઉપર આરૂઢ થયો એટલે તત્કાલ તેના માતાપિતા અને શ્વસુરવર્ગ એક હૃદયવાળા થઇ તેને વીંટાઇ વલ્યા. જાણે મૂર્ત્તિમાન્ ચારિત્ર હોય તેવા તે જંબૂકુમારને વામ ભાગે તેની આઠ પત્નીઓ વાહનપર બેશી ચાલવા લાગી. તે જાણે પ્રવચનની આઠ માતાઓ હોય, તેવી તે શોભતી હતી. તેની ઉપર સુવર્ણમય દંડવાળા છત્રો ધરવામાં આવ્યા, તે જાણે તે છત્રોના મિષથી કામદેવને જીતવાથી તેને અનુસરનારા મેઘો ભય પામીને વિદ્યુત્ સાથે જંબૂકુમારને સેવતા હોય, તેમ દેખાતા હતા. તેમની આગળ થતાં નાટકના તથા ઊંચી જાતના ઢોલના ધ્વનિઓથી દિશાઓના પ્રાંત ભાગ બેહેરા થઇ જતા હતા, આ પ્રમાણે **અનાદત્ત** નામના ઇંદ્રે જંબૂકુમારનો નિષ્ક્રમણ મહોત્સવ કર્યો હતો.

" અમે જુના માણસોએ પુરાણ વગેરેમાં પણ કોઇ ઠેકાણે આવું સાંભળ્યું નથી," એમ બોલતા એવા નગરજનોની વાણી જેઓ સાંભળતા હતા અને જેણે કરેલા કામદેવના વિજયનું વર્ણન બંદિજનો કરતા હતા, એવા જંબૂકુમાર યાચકો ઉપર સુવર્ણની વૃષ્ટિ કરતા અને નગરની નારીઓના આશીર્વાદો સાંભળતા જ્યાં સુધર્મા ગુરૂ રહેતા હતા, તે વનમાં આવી પહોંચ્યા. ત્રણ જગત્માં વિલક્ષણ એવું જંબૂકુમારનું યૌવનવયનું આ ચરિત્ર જોઇ જાણે વિસ્મય પામ્યા હોય તેમ પવને હલાવેલા તે ઊદ્યાનના વૃક્ષો પોતાના મસ્તકને ધુણાવતા હતા. પોતપોતાના માલામાં બેઠેલા પક્ષીઓ પણ જાણે જંબૂકુમારના ચરિત્રની મનમાં ભાવના કરતા હોય તેમ મૌન ધારણ કરી તેમને પ્રીતિથી વિલોકતા હતા.

વનમાં આવી પોહોંચ્યા પછી જાણે વ્રત લેવામાં વિલંબ થવાથી ભય પામ્યા હોય તેમ તત્કાળ પરિવાર સહિત શિબિકામાંથી નીચે ઊતર્યા અને ગુરૂને ત્રણ પ્રદક્ષિણા કરી આ પ્રમાણે બોલ્યા " ભગવન્,

હું [1]દુર્ગતિના ભયથી રત્નાકર જેવા આપના શરણે આવ્યો છું. તેથી હે વિભુ, મને ચિંતામણિ જેવું ચરિત્ર આપવાને આપ પ્રસન્ન થાઓ. શ્રી જિનમતરૂપી સરોવરમાં રહેલા સિદ્ધાંતરૂપી રસ ભરિત અમૃતનું તૃષ્ણાથી પાન કરતાં એવા મારા આ સંસારજનિત તાપને આપના ચરણની છાયા છેદી નાંખો-પૂર્વે જે મુક્તાભરણ-મોતીઓના આભૂષણવાલા, વિકચાનન-પ્રફુલ્લિત મુખવાળા અને શ્રુતાર્થરસ-અર્થધનના રસને સાંભળનારા હતા, તે અત્યારે મુક્તાભરણ-આભૂષણોને છોડનારા, વિકચાનનલોચથી કેશરહિત મુખવાળા અને શ્રુતાર્થરસ-આગમના અર્થનો રસ જાણનારા એવા જંબૂકુમારને હૃદયમાં હર્ષ ધરતાં એવા ગુરૂએ તત્કાલ દીક્ષા આપી. તે સમયે પોતાને શમરાજ્યની પ્રાપ્તિ થવામાં કારણરૂપ એવા પોતાના પુત્ર જંબૂકુમારની માતાપિતાએ આ પ્રમાણે પ્રશંસા કરી, "પ્રાયે કરીને પુત્રો જીવતા માતાપિતાના અભક્ત હોય છે, અને મરી ગયા પછી ભક્ત હોય છે, પરંતુ આ જંબૂકુમાર પુત્ર તો અમારો જીવતાંજ ભક્ત થયો હતો. જંબૂકુમારના સસરાઓએ આ પ્રમાણે પ્રશંસા કરી. "પ્રાયે કરીને જમાઇ સસરાના કુલની લક્ષ્મીરૂપી સરિતા તેને શોષનારો ગ્રીષ્મ ઋતુ હોય છે, પરંતુ આ જંબૂકુમાર જમાઇએ તો અમોને ઊલટો શમતાનો નિધિ આપ્યો છે. જંબૂકુમારની પત્નીઓએ હર્ષથી જણાવ્યું કે "ભર્તા આભૂષણોના ભારથી પોતાની ભાર્યાને આ ભવસમુદ્રમાં ડુબાવી દેછે, પરંતુ અમારા પતિ જંબૂકુમારે તો અમોને આ ભવસમુદ્ર તરાવી દીધો છે."

તે પછી સાંયંકાલે દીપકની કાંતિની જેમ, મેઘની વૃષ્ટિમાં સરિતાના પ્રવાહની જેમ અને ઊત્તમ ભૂમિમાં વૃક્ષના અંકુરની જેમ મહાત્મા જંબૂકુમારમાં તત્કાલ સંવેગ પ્રગટ થઇ આવ્યો કામદેવના સંગી મોહરાજને તેણે સર્વથા દબાવ્યો, એ ઘટે છે. કારણ કે, ગુરૂના પ્રસાદથી તેઓ દ્વાદશાંગીમાં બળવાળા થઇ ગયા હતા. ચૌદ રત્નોના જેવા ચૌદ પૂર્વોથી અને નવ નિધિ જેવા નવ તત્ત્વોથી યુક્ત થયેલા

1 દુર્ગતિ એટલે નઠારી ગતિ અને દરિદ્ર.

મુનિ જંબૂકુમારે સર્વ ક્ષમા [1]ભૃતોનું ચક્રવર્ત્તીપણું પ્રાપ્ત કર્યું, એ સર્વ રીતે ઘટિત છે.

તે પછી પેલો પ્રભવચોર પોતાના સ્વજનોની રજા લઇ આવ્યો, તેણે ગણધર પાસે આવીને દીક્ષા લીધી. ગણધરે તેને મુનીંદ્ર એવા જંબૂકુમારને શિષ્ય તરીકે સોંપી દીધો હતો.

શ્રી વીરભગવાન્ મોક્ષે ગયા પછી વીશ વર્ષે નિર્મળ કીર્તિવાળા શ્રી સુધર્મા ગણધર કેવળજ્ઞાનની લક્ષ્મીનું લીલાગૃહ થયા હતા. તે પછી આઠ વર્ષે તેઓ પ્રધાન ગુણોથી યુકત એવા યુગ પ્રધાન થયા હતા. પછી જંબૂસ્વામીને બધો ગણ સોંપી જાણે નિશ્ચિંત થયા હોય, તેમ તે સુખમાં ગણધર મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત થયા હતા. શ્રી વીરપ્રભુના નિર્વાણ પછી ચોસઠ વર્ષો ગયા ત્યારે જંબૂસ્વામીએ શ્રુત કેવલી થયેલા પ્રભવને પોતાના ગણના ભારનો [1]ધુર્ય બનાવ્યો હતો. પછી સમય પ્રાપ્ત થતાં ત્રણ જગત્‌ના જનસમૂહે જેમના ચરણ યુગલને વંદના કરી છે, એવા શ્રી જંબૂસ્વામીને અંધકારને ભેદનાર મોક્ષ માર્ગમાં દીપક જેવું કેવળ જ્ઞાન પ્રગટ થયું હતું. [1] વણિક જાતિમાં પરીક્ષા કરવાની કલા છે, એ વાત સત્ય ઠરે છે, કારણ કે, જંબૂકુમારે એકલાને લઇને એક મુક્તિરૂપી કાંતા મેળવવાને માટે પોતાની મનોહર એવી પણ આઠ સ્ત્રીઓને છોડી દીધી ત્યારે તે મુક્તિરૂપી કાંતા પણ કૃતજ્ઞતાને યોગ્ય એવા તે એકજ વરને પ્રાપ્ત કરી તે દિવસથી ભારતવર્ષમાં બીજા કોઇપણ પુરૂષને વરીજ નહીં.

૨૧૫૩૬




[1] મુનિપક્ષે ક્ષમાભૃત એટલે સહનશીલમુનિઓ અને ચક્રવર્તીપક્ષે ક્ષમાભૃત એટલે રાજાઓ. [1] ભારવાહક. [1] જંબુકુમાર વણિક હતા, તેથી તેણે મુક્તિરૂપી એક સ્ત્રીની ઉત્તમ પ્રકારે પરીક્ષા કરી પોતાની આઠ સ્ત્રીઓને છોડી તેને પસંદ કરી.